# મુંબાઈના ડીસ્ટ્રીક્ટ મ્યુંનીસીપાલીટીના.

## કાયદા*

સુધારેલો મુંબાઈનો સને ૧૮૭૩ નો આક્ટ ૬ ઠો. અને સને ૧૮૮૪ નો આક્ટ ૨ જો તે ઉપર થએલા હાઈકોરટના ફેસલા તથા સરકારી ઠરાવો અને અમદાવાદ મ્યુનિસિપાલીટીની. રૂલ અને બા.યલોજ તથા બીજી ઊપયોગી હકીકતો સાથે.

છાપી પ્રસિદ્ધ કરનાર.

**સવાઈભાઈ રાયચંદ સમશેર બાહાદુર વાળા.**




**अमदावादमां**

રીચીરોડ ઉપર કાજીહુસૈનની પોળમાં પોતાના મકાનમાં "સમશેર બાહાદુર" છાપખાનામાં સવાઈભાઈ રાયચંદે છાપી પ્રસિધ કરયો.

સને ૧૮૯૦ સંવત ૧૯૪૬

# ઝ૪૨૯

# મુંબઈના ડીસ્ટ્રીક્ટ મ્યુનસિપલ આક્ટો*

## અને ૧૮૭૩ નો મુંબઈનો ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ આકટ.

## અનુક્રમણિકા.

# મુંબાઈના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલ આકટ સુધારવા બાબતનો સન ૧૮૮૪ નો આકટ.



## અનુક્રમણિકા.

## ૪.—નિબંધ.



## ૫—પરચુરણ.

# મુંબાઇના ડીસ્ટ્રીકટ મ્યુનાસિપલ આકટો

## સને ૧૮૭૩ નો મુંબાઈનો ડીસ્ટ્રીકટ મ્યુનિસીપલ આકટ

(મુંબાઇના ગવરનર ઇન કાંઉનસિલનો હેઠળ લખેલો આકટ સને ૧૮૭૩ ના નવેંમ્બર મહીનાની ૨૭ મી તારીખે ગવરનર સાહેબે મંજુર કર્યો તથા સને ૧૮૭૪ ના એપ્રીલ મહીનાની ૨૯ મી તારીખે ગવરનર જનરલે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિદ્ધ કર્યો છે.

**સને ૧૮૭૬ ના આકટ ૧૨ તથા સને ૧૮૮૪ ના મુંબાઇના આકટ ૨ પ્રમાણે સુધારેલો સને ૧૮૭૩ નો આકટ ૬ ઠો)**

મુંબાઇ શેહેર શિવાય મુંબાઇ ઇલાકા માંહેના બીજા શેહેરોનાં તથા કસબાઓનાં મ્યુનિસિપલ કામના વહિવટ બાબતના કાયદા એકઠા કરીને સુધારવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

### ૧—પ્રથમ નિયમો.

ટુંકું નામ. ૨. આ આકટને "મુંબાઇનો ડિસ્ટ્રીકટ આકટ" કહેવો.

અર્થ. ૩. આ આકટમાં જે શબ્દો તથા વાકયો હેઠળ લખ્યાં છે તેઓનો અર્થ આ કલમમાં કહ્યો છે તે પ્રમાણે સમજવો; પણ તેવા અર્થને આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો હોય તો તેવો અર્થ સમજવો નહીં.

"કલેકટર" આ શબ્દોનો અર્થ ચાલુ હોય તેવા બીજા કોઇ પણ કાયદા પ્રમાણે કરેલી ડિસ્ટ્રીકટનો મુખ્ય રેવીન્યુ અમલદાર એવો સમજવો. અને આ આકટ પ્રમાણે કલેકટરનો અખ્તીઆર સરકારના હુકમથી જે કોઇ બીજો અમલદાર ચલાવતો હોય તે બીજા અમલદારનો સમાશ "કલેકટર" આ શબ્દમાં થાય છે એવું સમજવું.

"ડિસ્ટ્રીકટનો માજીસ્ટ્રેટ" અને 'માજીસ્ટ્રેટ" આ શબ્દોનો જે અર્થ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કહ્યો છે તેજ અર્થ સમજવો.

"કમિશનર" આ શબ્દનો અર્થ "જે કોઈ માણસ આ આકટ પ્રમાણે કરેલી મ્યુનિસિપાલિટીનો કાયદાસર રીતે મેમ્બર હોય તે માણસ" એવો સમજવો.

"જમીન" આ શબ્દમાં જમીન ઉપરની ઇમારતોનો તથા ઝાડોનો અને તેના ઉપાંગોનો સમાશ થાય છે એવું સમજવુ.

"સ્ટ્રીટ" શબ્દનો અર્થ "જે ઉપરથી સઘળા લોકોને જવા આવવાનો હક હશે અથવા જેનો સઘળા લોકો તરફથી જવા આવવાનાં સાધન પ્રમાણે ઉપયોગ કરવામાં આવતો હશે એવો કોઇ પણ સ્ટરીટ, માર્ગ રસ્તો, ચોક, આંગણુ, મોહોલ્લો અથવા વાટ' એવો સમજવો.

"ઇમારત" આ શબ્દનો અર્થ "હરકોઇ ઘર અથવા ઝુપડું અથવા છાપરૂ અથવા ભીંત

ટીકા—કલમ ૧ સને ૧૮૭૬ ના આકટ ૧૨ થી રદ થઇ છે.

અથવા તટી કે આડ ભરીને ઘેરી લીધેલી જગા માણુસને રહેવાના ઘર પ્રમાણે વપરાતી હોય કે બીજા કશામાં વપરાતી હોય તે" એવો સમજવો, અને વાડાની ભીંતનો તથા બારણાની સાંકળીનો તથા ઓટલાનો અને તેવાજ બીજા કશાનો સમાસ "ઈમારત" આ સબ્દમાં થાય છે એવું સમજવું.

"ધણી" આ શબ્દનો અર્થ "જે માણુસ જમીનનું તથા ઇમારતોનું અથવા એ બેમાંથી કોઇનું ભાડું પોતાને સારૂ અથવા બીજા કોઇ માણુસના અથવા મંડળીના અથવા કોઇ ધર્મ ખાતાના અથવા ધરમાઉ ખાતાના મુખત્યાર અથવા ટ્રસ્ટી દાખલ ઉગાણું લેતો હોય તે માણુસ અથવા સદરહુ પ્રકારની જમીન અથવા ઇમારત ભાડુતને ભાડે આપે તો તે જમીનનું અથવા ઇમારતનું ભાડું જે માણુસ લેશે તે માણુસ" એવો શમજવો. પરંતુ એવું ઠરાવ્યું છે કે બીજા માણુસના મુખત્યાર અથવા ટ્રસ્ટી દાખલ જે માણુસ જમીનનું અથવા ઠેકાણાનું ભાડું લેતો હશે તે માણુસ આ આકટ ઉપરથી જે કાંઇપણ વાત સદરહુ પ્રકારની જમીનના અથવા ઠેકાણાના માલેકે કરવી જોઇએ તે કરવાને હેઠળ લખ્યા પ્રમાણે હકીકત ન હોય તો લાયક થનાર નથી. એટલે તે વાતનો ખર્ચ આપવા જેટલો ધણીનો અથવા ધણીને દેવાનો અવેજ પોતાના હાથમાં ન હોય તો લાયક થનાર નથી. અથવા જે કામ કરવું જોઇતું હતું તેનો ખર્ચ આપવા જેટલો ધણીનો અથવા ધણીને દેવાનો અવેજ મારા હાથમાં ન હોવાથી તે કામ કરવામાં આવ્યું નથી એવું તે સાબેત કરશે તો તે કામ ન કરવા બાબત તે ગુન્હેગારીને લાયક થનાર નથી.

## ૩—મ્યુનીસીપાલ માલમિલકત અને ફંડ.

માલ મીલકતનું ધણીપણું મ્યુનિશિપાલીટીને સોંપવું.

૧૭ આ કલમમાં આગળ કહેલા પ્રકારની સઘળી માલ મિલકતનું ધણીપણું મ્યુનિશિપાલેટીને મળશે અને તે માલ મીલકત મ્યુનીશીપાલેટીની થશે, અને ગમે તે પ્રકારની અથવા જાતની બીજી માલ મીલકતનું ધણીપણું મ્યુનિશિપાલીટીને મળે તે બીજી સઘળી માલ મીલકત સુધાં તે માલ મીલકત મ્યુનિશિપાલીટીના હુકમમાં તથા વ્યવસ્થામાં અને નિરબંધમાં રેહેશે અને મ્યુનિશિપાલીટીએ પોતે આ આકટની મતલબ સારૂ ટરસ્ટી પ્રમાણે તે માલ મીલકત ધારણ કરવી અને કામે લગાડવી.

(અ) ગામના સઘળા સારવજનિક કોટ તથા દરવાજા તથા બજાર તથા કસાઇખાનાં અને ખાતર તથા નરક નાંખવાની જગા તથા સઘળા પ્રકારની સારવજનિક ઇમારતો ખસુસ કરીને સરકારે જુદી કાહાડી મુકી નહી હોય તે ઇમારતો.

(બ) સઘળા સાર્વજનિક વેહેળા તથા તળાવો તથા હોજો તથા ટાંકીઓ તથા કુવા તથા પાંણીના ઝરા તથા પાંણી લઇ જવાના નળો તથા નળીઓ તથા વિવર માર્ગ તથા પૈપ (એટલે નળીઓ) તથા બંબા અને પાંણીનાં બીજાં કામો, અને તેઓને જોડેલા અથવા તેઓ સબંધી સઘળા પુલો તથા ઇમારતો તથા યંત્રો તથા કામો તથા સામાન સરંજામ અને હરકોઇ સાર્વજનિક તળાવ સબંધી અથવા કુવા સબધી પાસેની જમીન ખાનગી મિલકત નહી હોય તે જમીન.

(ક) સઘળી સારવજનીક મ્હોટી ગટર અને મોરીઓ અને હરકોઇ સારવજનિક સ્ટ્રીટ માંહેની અથવા સારવજનિક સ્ટ્રીટની સાથેની અથવા સારવજનિક સ્ટીરટની હેઠળની સઘળી મ્હોટી ગટરો તથા મોરીઓ તથા વિવર માર્ગ તથા કલવર્ટ (એટલે જે નળની ઉપર કમાન બાંધેલું હોયતે પ નળ) તથા ગટર તથા પાણીના માર્ગ અને તે સબંધી સઘળા કામ તથા સામન સરંજામ અને સ્ટ્રીટમાંથી અથવા ઘરમાંથી અથવા સંડાસમાંથી અથવા મોરી ગટરોમાંથી અથવા ટાકીમાંથી અથવા બીજા કશામાંથી એકઠી કરેલી સઘળી ધુળ અથવા કચરો અથવા છાણ અથવા

લાદ અથવા રાખ અથવા જીવજંતુ સબંધી પદાર્થ અથવા ઓજવાડ અથવા હરકોઇ જાતનો કચરો પુંજો.

(ડ) સઘળા સારવજનિક દીવા તથા દીવાના થાંભલા અને તેઓને જોડેલા યંત્ર અથવા તે સબંધી યંત્ર.

(ઇ) સ્થાનિક સાર્વજનિક કામ સારૂ સરકારે તેમના નામ ઉપર ચઢાવી આપેલી જમીન અથવા બક્ષીસમાં કે બીજી રીતે મેળવેલી સઘળી જમીન.

(ફ) સઘળી સાર્વજનિક સ્ટ્રીટ સરકારે ખાસ રાખી મુકેલી ઇલાકાના સરીઆમ રસ્તાના અથવા મુખ્ય રસ્તાના ભાગ નહિ હોય તે તથા ફરસબંધી તથા પથરા તથા બીજું સાંભન સરંજામ અને તે સ્ટ્રીટને સારૂ પુરાં પાડેલાં સઘળાં ઝાડો તથા જે કાંઇ ઉત્તમબીત કરેલું હોય તે તથા સામાન સરંજામ તથા [illegible]રો અને જણુશો.

## ટીકા

૧ ઘરથારની જમીનને સમાશ રસ્તામાં થતો નથી તે જમીન પર મ્યુનીશીપાલીટીની સતા નથી.

સરકારના ઠરાવો નીચે પ્રમાણે છે.

નં. ૩૦૪૪ તા. ૯ સપટેંબર સને ૧૮૬૨ નં. ૧૩૬૮ તા. ૨૫ જુલાઇ સને ૧૮૬૫ નં. ૮૦૧ તા. ૨૧ અપ્રેલ સને ૧૮૬૬ નં. ૮૭૧ તા. ૨૩ મારચ સને ૧૮૭૫ નં. ૪૩૪૨ તા. ૨૯ જુલાઇ સને ૧૮૭૩ નં. ૨૧૯૩ તા. ૨૩ જુલાઇ સને ૧૮૭૫ નં. ૭૬૦૯ તા. ૨૮ અકટોબર સને ૧૮૮૬.

૨ મ્યુનીશીપાલીટીને સરકારી પડત જમીન વેચવાનો અથવા ભાડે આપવાનો હક નથી સરકારના નં. ૩૩૦૪ તા. ૨૪ સપટેંબર સને ૧૮૭૩

૩ સને ૧૮૬૧ના—૫ સને૧૮૬૭ના—૭ મુજબ દંડ આવે તે મ્યુનીશીપાલીટીને આપવો એટલે તે તેની મીલકત છે. સરકારના ઠરાવ, તા. ૭ ડીસેમ્બર સને ૧૮૭૪ નં. ૩૪૬૭ તથા તા.૨૯ જાનેવારી સને ૧૮૭૫ નં. ૩૮૫

૪ ઢોરના ડબા મ્યુનીશીપાલીટીની મીલકત છે તેની મરામત તે કરે સરકારના તા. ૬ અગષ્ટ સને ૧૮૭૩ નં. ૨૭૫

૫ ચોકી પોલીશની મ્યુનીશીપાલીટીએ રીપેર કરવી. નામદાર સરકારના ઠરાવ પરથી કલેકટર સાહેબનો સરકયુલર હુકમ તા. ૫ જુન સને ૧૮૭૮ નં. ૮૮ નો છે.

૬ ચોકીનો દીવેલ ખરચ મ્યુનીશીપાલીટી આપે તે બાબત મેહેરબાન કલેકટર સાહેબનો સરકયુલર તા. ૨૪ જુન સને ૧૮૭૯ નં. ૧૪૦ નો નામદાર સરકારનો ઠરાવ તા. ૩૦-૮-૭૯ નં. ૩૩૫૫

૭ નાદારની દટામણી મ્યુનીશીપાલીટી આપે સરકયુલર તા. ૨૪ જુન સને ૧૮૮૦ નં. ૮૨

૮ ઘરથારની કબજા હકની ઉપજ આવે તેમ્યુનીશીપાલીટીની મીલકત નથી. મેહેરબાન કલેકટર સાહેબનો સરકયુલર તા. ૨૭-૧૨-૭૩ કઇ કઇ ઇમારતોનો કલમ ૨૭ માં સમાસ થતો નથી તે તપશીલવાર કલમ ૩૩ નીચે આપેલછે.

૯ મ્યુનીશીપાલ હદની રેતી કાંકરી પર મ્યુનીશીપાલેટીનો હક છે. સરકારનો ઠરાવ નં. ૧૦૫૭ તા. ૮ ફેબરવારી સને ૧૮૯૦ મેહેરબાન કમીશનર સાહેબનો તે નીચે તા. ૩ મેએ સને ૧૮૯૦ નં. ૧૪૪૫

૧૦ લેનડ રેવી ન્યુ કોડની થએલી રૂલ પ્રમાણે કલમ ૪૧ મુજબ મફત રેતી, કાંકરી, પથર, સુરમ મુનીશીપાલેટી લઈ શકેછે.

૧૮. આ આકટની અથવા બીજા કોઇ આકટની રૂએ મ્યુનિસિપાલિટીની પાસે અથવા મ્યુનિસિપાલિટી તરફથી જે નાણું આવે તે સઘળું નાણું;

મ્યુનિશિપલ ફંડ, અને આ આકટ પ્રમાણે તેઓને આપેલા અથવા તેઓએ લી

થેલા સઘળા કર તથા ટોલ તથા બીજી બાબતો તથા દંડ તથા ફી તથા ગુનેહગારી, અને મ્યુનિસિપાલિટીએ જમીન અથવા બીજી માલ મિલકત વેચી હોય તેનું જે નાણું ઉપજ્યું હોય તે સઘળું નાણું, અને તે મ્યુનિસિપાલિટીની જમીનનું અથવા બીજી માલ મિલકતનું ભાડું ઉપજતું હોય તે સઘળું ભાડું અને સઘળું વ્યાજ તથા નફો અને બક્ષીસના સબબથી અથવા નામ ઉપર ચઢાવવાના સબબથી અથવા બીજા કશાના સબબથી સરકારમાંથી અથવા લોકોની પાસેથી જે બીજું નાણું આવ્યું હોય તે સઘળું મળીને મ્યુનિસિપલ ફંડ થાય છે એવું સમજવું; અને ઉપરની છેલ્લી કલમમાં કહેલી માલ મિલકત જે રીતે ધારણ કરવી અને તેનો વહિવટ કરવો તેજ રીતે તે ફંડ ધારણ કરવું અને તેનો વહિવટ કરવો.

કર બેસાડવા.

૨૧. રકમ ૧ લી—આ આક્ટના કરણ સારૂ કોઇ કર અથવા ટોલ અથવા બીજી બાબત વખતે વખતે બેસાડવાની જે જે મ્યુનિસિપાલિટીની ઇચ્છા હોય તે મ્યુનિસિપાલિટીએ સદરહુ પ્રકારના ઇરાદાની નોટિસ આપવી. અને તે કરનાં અથવા ટોલનાં અથવા બીજી બાબતના પ્રકારનાં લક્ષણ અને જે વર્ગના માણસોને તથા માલ મિલકતને કર વગેરે લાગુ કરવા હોય તે વર્ગના માણસોનું અને માલ મિલકતનું લક્ષણ અને જેટલો આંકડો બેસાડવો હોય તેટલો આંકડો તે નોટિસમાં લખવો.

રકમ ૨ જી—મ્યુનિસિપલ ડિસ્ટ્રીક્ટના કોઈ રહેવાશીને સદરહુ કર અથવા ટોલ અથવા બાબત વિષે હરકત હોય તો તેને સદરહુ જાહેરનામાની તારીખથી પંદર દહાડામાં પોતાની હરકત મ્યુનિસિપાલિટીની ઉપર લખી મોકલવાનો અધિકાર છે અને મ્યુનિસિપાલિટીએ તે હરકતનો વિચાર કરવો અને તે બાબત પોતાનો જે અભિપ્રાય હોય તે બાબત ગવરનર ઇનકૌંસિલને રિપોર્ટ કરવો.

રકમ ૩ જી—સદરહુ નોટિસની તારીખથી પંદર દહાડા થઇ ગયા પછી સદરહુ પ્રમાણે હરકતો લખી મોકલી નહીં હોય અથવા સદરહુ પ્રમાણે હરકતો લખી મોકલી હો તે બરાબર નથી એવું ગવરનર ઇનકૌંસિલની નજરમાં આવે તો કાનુનોમાં સદરહુ કર અથવા ટોલ અથવા બાબત વિશે ઠરાવ કરવાની વાત કબુલ કરવાનો અધિકાર ગવરનર ઇનકૌંસિલને છે. અને પછી તે પ્રમાણે તે કર અથવા ટોલ અથવા બાબત બેસાડવી.

રકમ ૪ થી—આ કલમની ઉપરના ઠરાવ સન ૧૮૫૦ ના ૨૬ મા આક્ટ પ્રમાણે થએલી જે મ્યુનિસિપાલિટીઓને ગવરનર ઇનકાઉન્સિલે આ આક્ટ પ્રમાણે મ્યુનિસિપલ ડિસ્ટ્રીક્ટ કરી હશે તેઓને પ્રથમ લાગુ થનાર નથી. સદરહુ પ્રકારના સર્વ પ્રસંગે જે કર અથવા ટોલ અથવા બીજી બાબત સન ૧૮૫૦ ના ૨૬ મા આક્ટ પ્રમાણે ચાલુ હશે તેમાં ફેરફાર કરવામાં આવે અથવા તે કહાડી નાંખવામાં આવે ત્યાં સુધી ચાલુ રહેશે.

જાત્રાળુ ઉપરના કરનો ભાગ લોકલ બોરડોને આપવાનો અધિકાર

રકમ ૫ મી—જો આ કલમ પ્રમાણે બેસાડેલો કોઇ કર મ્યુનીશીપાલ ડીસ્ટરીક્ટની હદ માંહેના કોઇ દેવ મંદીરમાં મુદતે મુદતે જનારા જાત્રાળુ ઉપરનો કર હોયતો ગવરનર ઇન કાઉનશીલ સદરહુ ડીસ્ટરીક્ટની મ્યુનીશીપાલેટીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે તેણે સદરહુ પ્રકારના કર બાબત એકંદર વસુલ થએલી રકમનો પોતાને યોગ્ય લાગે તે ભાગ જીલ્લા-લોકલ-બોરડને, અથવા સદરહુ પ્રકારની મ્યુનીસીપલ ડીસ્ટરીક્ટ જે તાલુકામાં હોય તે તાલુકા ઉપર જે તાલુકા-લોકલ-બોરડની હકુમત હોય તે તાલુકા-લોકલ-બોરડને અથવા થોડો એક સદરહુ જીલ્લાના લોકલબોર્ડને અને થોડો એક સદરહુ તાલુકા લોકલ બોર્ડને લગાડી દેવો અને આપવો; અને સદરહુ પ્રમાણે લગાડી દીધેલો ભાગ સદરહુ બોરડે અથવા બોરડોએ પોતપોતાની હકુમતના ક્ષેત્રમાં સદરહુ જાત્રાળુઓની તંનદુરસ્તીને, તથા અનુકુળતાને અને સલામતીને સાહાયભુત થાય તેવાં કામ ઉપર ખરચવો.

## ટીકા

૧. સને ૧૮૮૪ ના આકટ ૨ ની કલમ ૩૨, ૩૩, ૩૫ માં ફેરો કરવાનું બતાવેલું છે

૨. નામદાર હાઇકોરટનો તા. ૪ અકટોબર સને ૧૮૭૧ નો ઠરાવ—નેરલ હેડબુકમાં છે કે—કાંઈ રૂલ મ્યુનિસિપાલિટીએ કીધી હોય ને તે કાયદાને અનુસરતી નહીં હોય તો તે નકામી છે.

૩. સરકારનો ઠરાવ તા. ૯ મારચ સને ૧૮૮૫ રૂલ કરવી તેની મંજુરી મેહેરબાન લીગલરી મેમબરનશર સાહેબની માગવાની જરૂર નથી.

૪. મ્યુનિસિપાલિટીથી કાંઇ કર આમદની ઉપર નાંખી શકાય નહિં. નામદાર ઇંડીયા સરકાર તા. ૬ ડીસેમબર સને ૧૮૮૮ નો ઠરાવ નરેલ હેડબુક પાનુ ૪૨૧

૫. કર લેવાને જે જગો બાંધી છે તે શિવાય બીજે રસ્તે થઇ જાય તો ગુનો નથી ગધરાશ હાઇકોરટ તા. ૬ સપટેબર અને ૩ અકટોબર સન ૧૮૮૨ વાલમ ૬ પાનું ૩૭

સન ૧૮૮૪ ના આકટ ૨ ની કલમ ૩૩ ને આધારે તા૦ ૧૮ ફેબરવારી સન ૧૮૮૮ ના સરકારના ઠરાવથી મંજુર થએલી બાઅલોજ.

### સન ૧૮૮૪ ના આકટની ૨ કલમ ૩૩રકમ ઇ

હરેક માણસ જેની પાસે. હાંસલવાલી ચીજ હશે. અથવા ટોલ. ભરવાને લાયક ગાડુ અથવા કાંઇ વાહન જે લાવશે. તેને સેહેર અથવા શરશાપુરમાં પેશતાં અવલ શેહેર અથવા સરસપુરના દરવાજા ઉપરના નાકેદારને. કલમ એચ. મુજબ મ્યુનિસિપાલીટીએ નાંખેલી ઓકટરોઇ અથવા ટોલ ટેકશ આપવો—

સન ૧૮૮૪ના આકટ ૨ની કલમ ૩૩ ની છેલી રકમ (કલમ ૩૩ ની રકમ ઇ. ના આધાર) પ્રમાણે પાશ થએલા મ્યુનિસિપાલ રૂલ મુજબ કાયદેશર આકટરોઇ અથવા ટોલ ભરવો કોઇ માણસ જાણીજોઇને છુપાવશે અથવા છુપાવવાની તજવીજ કરશે તો તે કોઇ માજીસ્ટ્રેટ આગલ રજુ થયાથી દરેક ગુના માટે રૂ. ૨૫ ૦-૦ સુધી દંડને પાત્ર થશે.

સન ૧૮૮૪ના આકટ ૨ ની કલમ ૩૩ની બાએલોજ પ્રમાણે ટોલટેકશ છુપાવવાનું કામ કરનાર ઉપર ફરીયાદ ચલાવવા હુકમ આપવાની સતા સેક્રેટરીને આપી છે. નં. ૨૫૨૦ તા૦ ૮ ડીસેમબર સન ૧૮૮૪ ના મેહેરબાન કમીશનર સાહેબના કાગલથી.

પરવાના બાબત ફી લેવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે.

૨૨. આ આકટ પ્રમાણે મ્યુનીશીપાલેટી કાંઇ પરવાનો આપશે ત્યારે અથવા થોડી મુદત સુધી કાંઇ ઉત્તમભિત કરવાની અથવા બહિરનીસરત કરવાની અથવા જે સ્ટરીટનું અથવા જમીનનું ધણીપણુ મ્યુનિશિપલ થોડી મુદત સુધી કબજા ભોગવટામાં લેવાની પરવાનગી આપવામાં આવશે ત્યારે તે પરવાના બાબત અથવા પરવાનગીનુ બાબત ફી લેવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે.

## ટીકા

ટેમપરરીઓકયુપેશન તેનો સમાસ ન્યાત જમવા બેશી ઉઠી જાય એવી બાબતમાં થઇ શકે નહીં માટે તે બાબત ફી ઠરાવવી ન જોઇએ. કલમ ૫૨ મુજબનું કામ તે ટેમપરરી ઓકયુપેશન છે.

### ૪.— મ્યુનિસિપલ માલમિલકત અને મ્યુનિસિપલ ફંડ વાપરવા બાબત

મ્યુનિસિપાલિટીની માલમિલકત અને નાણુ કાંહાં કાંહાં વાપરવું

૨૩. જે માલ મિલકતનું ધણીપણું મ્યુનિસિપાલિટીની પાસે આવ્યું હોય તે સઘળી માલ મિલકત અને આ આકટના ઠરાવો પ્રમાણે તેઓની પાસે જે નાણું આવ્યું હોય અથવા તેઓએ ઉપજાવ્યું હોય તે સઘળુ નાણું મ્યુનિશિપાલિટીની હદમાં આ આકટના કારણ

સારૂ વાપરવું. પણ એવું ઠરાવ્યું છે કે લોકોની તનદુરસ્તી અથવા વિદ્યાભ્યાસ અથવા અનુકુળતા બાબતનાં જે કામથી મ્યુનિસિપાલિટીની હદમાં રેહેનારા લોકોને ફાયદો થાય તેવું હોય તે કામ સારૂ બીજી કોઇ મ્યુનિસિપાલિટીમાં અથવા લોકલબોર્ડની અથવા કૅંટોનમેન્ટ કમિટીની હુકુમત હેઠળના કોઇ ક્ષેત્રમાં અથવા કોઇપણ સારવજનિક ફંડમાંથી ખરચ થયો હોય તે બાબત ગવરનર ઇનકાઉનશીલની અથવા તેઓએ જે બીજા અમલદારને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે અમલદારની મંજુરી લઇને ફાળો આપવાનો અધિકાર તે મ્યુનિસિપાલિટીને (એટલે જે મ્યુનિસિપાલિટીની હદમાં રેહેનારા લોકોને ફાયદો થતો હોય તે મ્યુનિસિપાલિટીને છે)

મ્યુનિસિપાલિટીઓનાં કામ.

૨૪. દરએક મ્યુનિસિપાલિટીની ફરજ છે કે તેણે પોતાની હકુમત અંદરની મ્યુનિસિપલ ડિસટરીકટમાં હેઠળ લખેલી બાબતો સારૂ, મ્યુનિસિપલ માલ મિલકત તથા ફંડમાંથી યોગ્ય તજવીજ કરવીજ જોઇએ; એટલે,

(૧) સાર્વજનિક સ્ટરીટમાં તથા જગામાં અને ઇમારતોમાં દીવા કરવા;
(૨) સાર્વજનિક સ્ટરીટમાં અને જગામાં પાણી છાંટવું;
(૩) સારવજનિક સ્ટરીટ, જગા અને મોહોટી ગટર સાફ કરવી તથા કચરો વાળવો, ઉપદ્રવકારક જંગલ ઉગ્યું હોય તે કાહાડી નાંખવું, અને સઘળાં લોકાપકારક કૃત્યો ઓછાં કરવાં;
(૪) આગ લાગે તે હોલવવી અને જ્યારે આગ લાગે ત્યારે જીંદગીના તથા માલ મિલકતનો બચાવ કરવો;
(૫) ઉપદ્રવકારક અથવા ભય ભરેલો વેપાર અથવા બંદિબસ્તનું નિયમન કરવું અથવા તે ઓછો કરવો;
(૬) સારવજનિક સ્ટરીટમાંના અથવા જગાઓમાંના પ્રતિબંધકો તથા બાહાર નીકળી આવેલા ભાગ કાહાડી નાંખવા;
(૭) ભય ભરેલી ઇમારતો અથવા જગાનો ભય ટાળવાનો બંદોબસ્ત કરવો. અથવા તેવી ઇમારત અથવા જગા કાહાડી નાંખવી અને તંદુરસ્તી બગડે તેવી જગા સુધારવી.
(૮) મુડદાની વ્યવસ્થા કરવાની જગા કરી આપવી, તે બદલવી અને તેનું નિયમન કરવું;
(૯) સાર્વજનિક સ્ટરીટ, પુલો, બાંધ, *કલવર્ટ, મ્યુનિસિપાલ હદનિશાન બજાર કસાઇખાનાં, સંડાસખાનાં, ખાળકુ, સંડાસો, પીસાબ કરવાની જગા, મોરીઓ તથા મોહોટી ગટરો, ગટરોનાં કામ, નાહાવાની જગા, ધોવાની જગાઓ, પાણી પીવાનાં ×ફોંટન, તળાવ, કુવા, બાંધ અને એવી જગાઓ બાંધવી, તેમાં ફેરફાર કરવો અને તે ઠીકઠાક રાખવી;
(૧૦) હાલ જે પાણી મળતું હોય તે ઓછું હોવાને લીધે અથવા રોગીસ્ટ હોવાને લીધે રેહેવાશીઓની તંદુરસ્તીને ભય હોય તે ટાળવા સારૂ યોગ્ય અને પુરતી પાણીની આવક અથવા વધારે આવક કરી આપવી, જો તે આવક, અથવા વધારે આવક માફક ખરચે મળતી હોય તો;
(૧૧) સ્ટરીટનાં નામ આપવાં તથા ઘરો ઉપર નંબર કરવા;
(૧૨) લોકોને શીળી કાઢવી, અને જન્મો તથા મરણ નોંધવાં;
(૧૩) સાર્વજનિક હસ્પીતાલો તથા દવાખાના સ્થાપવાં અને તે ચાલું રાખવાં અને સઘળા લોકોને ઓસડ વેસડ કરવાં;
(૧૪) સાંથીના રોગની વખતે માંદા માણસોને વિશેષ ઔષધોપચારની અને રેહેવા વગેરેની સગવડ કરી આપવી;

* જે નળોની ઉપર કમાન બાંધેલી હોય તે નળો. ×ઝરા, ફુવારા

(૧૫) †મિડલકલાસ અને *પ્રાઇમરી સ્કુલો સ્થાપવી તથા નીભાવવી;

મ્યુનિશિપાલિટીઓની મરજી ઉપર રાખેલા ખરચ બાબતના અધિકાર.

અને મ્યુનિશિપાલિટીઓ, તેમની નજરમાં આવે તેમ, સદરહુ માલમિલકતમાંથી તથા ફંડમાંથી હેઠળ લખેલાં કામનો ખરચ કાંતો સઘળો અથવા અંશતઃ આપવાને મુખત્યાર છે—

(૧૬) સાર્વજનિક ‡પારક, વાડી, બગીચા, પુસ્તકાલયો, પદારથ સંગરહાલયો, કોલેજો *મિડલકલાશ અથવા ×પ્રાઇમરી સ્કુલો શિવાયની બીજી નીશાળો, ગાંડાઓના આશ્રયસ્થાનો, ×ટાઉનહોલો કચેરીઓ, ધરમશાળાઓ, વિશરાનતીની જગાઓ, અને બીજી સારવજનિક ઇમારતો બાંધવી અથવા ઠીકઠાક રાખવી.

(૧૭ રસ્તાની બાજુ ઉપરનાં અને બીજાં ઝાડ રોપવાં અને નીભાવી રાખવાં;

(૧૮) વશ્તીની ગણુતરી કરવી, અને લોકોની તંદુરસ્તી સારી રાખવાનો કાયદાશર બંદોબસ્ત કરવો;

(૧૯) દુકાળની વખતે અથવા મોંઘવારીની વખતે મદદ આપવી. અને મદદનાં કામ સ્થાપવાં અને તે નીભાવવાં.

(૨૦) જરીફ.

(૨૧) લોકોની સલામતી, તંદુરસ્તી, અનુંકુળતા અથવા વિદયા વધે એવી બીજી કાંઇપણ તજવીજ કરવી.

જે સાર્વજનિક ઇન્સ્ટિટયુશનનો ખરચ મ્યુનિશિપાલીટીની માલ મીલકતમાંથી અને ફંડમાંથી ચલાવવામાં આવતો હશે તે દરએક ઇન્સ્ટિટયુશનની વ્યવસ્થા, નિર્બંધ અને કારભાર તેનો ખરચ ચલાવનારી મ્યુનિશિપાલીટીને સોંપવો જોઇએ; પણ એવું ઠરાવ્યુ છે કે સાર્વજનિક વિદ્યાના સબંધમાં કાંઇપણ મ્યુનિસિપાલીટીના સ્વતંત્ર અધિકારની મરીયાદા અને સરકારી એજ્યુકેશનલ ખાતાની સાથે તેનો સબંધ વખતે, વખતે સરકાર ઠરાવશે ,,

જે સાર્વજનિક ઇન્સ્ટિટયુશનનો ખરચ મ્યુનિશિપાલીટીએ ચલાવ્યો હશે તેઓની વ્યવસ્થા મ્યુનિશિપાલીટીને સોંપવી.

૨૫ હરકાંઇ જમીન અથવા ઇમારત આ આકટના કારણ સારૂં જોઇતી હોય તે નાણું આપીને હમેશને વાસ્તે અથવા થોડી મુદત સુધી લેવાને કાંઇ હરકત હોય ત્યારે સને ૧૮૭૦ના ૧૦મા આકટ પ્રમાણે અથવા બીજા કોઈ ચાલુ કાયદા પ્રમાણે તે જમીનનો અથવા ઇમારતનો કબજો સરકારને સારૂ લઇને નુંકશાનનાં વળતરનો ઠરાવેલો અવેજ મ્યુનિશિપાલીટી આપે ત્યાર પછી તે તેને સ્વાધીન કરવાનો અધિકાર ગવરનર ઇન કાઉનશીલને છે.

જમીન લેવી.

**૨૬ રકમ ૧ લી**—મ્યુનિશિપાલીટીની પાસેનો ફાજલ અવેજ ચાલું ખરચને સારૂ જોઇતો નહી હોય તે મુંબાઇ બેંકમાં, અથવા મલિકામાઆઝમાની મુંબાઇની ટરેઝરીનું કામ ચલાવવા સારૂ જે બીજી બ્યાંક આજ પછી ઠરાવવામાં આવશે તે બ્યાંકમાં બ્યાજે મુકવો અને સદરહું અવેજની સરકારી શિકયુરિટી (એટલે બ્યાજની નોટો) મ્યુનિશિપાલીટીને નામે લેવાનો અને તે સિકયુરિટી જરૂર પડે તે પ્રમાણે વખતે વખતે વેચવાનો અધિકાર મ્યુનિશિપાલીટીને છે.

ફાજલ અવેજની કેવી અવસ્થા કરવી.

**રકમ ૨જી.**— ચાલુ ખરચ સારૂ અવેજ જોઇતો હોય તે કરતાં ફાજલ અવેજ હોય

---

*મધન પ્રતીની નીશાળ. † કનીસ્ટ પ્રતીની નીશાળ. ‡ કતરીમ વન. મહોટાં દીવાનખાનાં વીદયાલય વીગેરે. S. P. P.

તે અથવા અગેજ સદરહુ પ્રમાણે વ્યાજે મુકયો નહી હોય તો સ્થાનીક સરકારી ટ્રેઝરીમાં અથવા સદરહુ મ્યુનીસીપાલીટીની કાનુનોમાં જે બીજી નીરભય જગા ઠરાવી હોય તે જગાએ મુકવો.

### ૫ સાધારણ સુધારો.

૨૮. સાર્વજનિક નવી સ્ટ્રીટો અથવા રસ્તા આંકવાનો અથવા કરવાનો અને તે સબંધી પુલો તથા ગટરમારગ અને બીજાંકામો બાંધવાનો અને સદરહુ પ્રકારની હરકોઇ સારવજનીક સ્ટરીટો અથવા રસ્તા પોહોળા કરવાનો અથવા ઉંચાડવાનો અથવા મ્હોટા કરવાનો અથવા બીજી રીતે સુધારવાનો અને સદરહુ પ્રકારની હરકોઇ સ્ટરીટો અથવા રસ્તા ફેરવવાનો અથવા વાળવાનો અથવા મોકુફ કરવાનો અથવા બંધ કરવાનો અને જે જમીન અથવા જમીનનો જે ભાગ આ આકટનાં કારણો સારૂ જોઇતો નહી હોય તો તે વેચવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે.

સ્ટરીટ વગેરે બાબત અધીકાર.

રકમ ૨ જી.—હરકોઇ નવી સ્ટરીટ આંકતી વખતે અથવા કરતી વખતે અથવા હરકોઇ સારવજનીક સ્ટરીટ ફેરવતી વખતે અથવા વાળતી વખતે અથવા પોહોળી કરતી વખતે અથવા ચાલુ કરતી વખતે અથવા મોટી કરતી વખતે અથવા બીજી રીતે સુધારતી વખતે તે સ્ટરીટના ગાડીના રસ્તા સારૂ અને માણુશોને ચાલવાના રસ્તા સારૂ અને મોરીઓ સારૂ જેટલી જમીનની જરૂર હોય તે શીવાય વળી બીજી જેટલી જમીનની સદરહુ સ્ટરીટ કરવાને ઘરો તથા ઇમારતો બાંધવા સારૂ જરૂર હોય તેટલી જમીન વેચાતી લેવાનો અને તે જમીન ઉપર બાંધવાના ઘરોની અથવા ઇમારતોની જાત અને પ્રકાર બાબત પોતાને યોગ્ય જણાય તેવી સરતો ઠરાવીને તે જમીન હમેશને વાસ્તે વેચવાનો અથવા કેટલાએક વરશોની મુદત સુધી પટે આપવાનો અધીકાર મ્યુનિશિપાલિટીને છે.

૨૯ હરકોઇ નવી સ્ટ્રીટ આંકવાનો અથવા કરવાનો જે જે માણુસનો ઇરાદો હોય તેણે તે બાબતની લખેલી નોટિસ મ્યુનિશિપાલીટીને આપવી. અને તે સ્ટરીટની જે લેવલ ( એટલે સપાટીની ઉંચાઇ ) રાખવાનો ઇરાદો હોય તે લેવલ અને પાંણીના નિકાલનાં જે સાધનો હોય તે સાધનો અને તે કેણીગમથી કેણીગમ જશે અને તેની પોહોળાઇ કેટલી તે બાબતના નકશા તથા શેકશનો (એક જાતના નકશા ) મ્યુનિશિપાલેટીએ માગ્યા હોય તો તેણે આપવા. અને તે દરેક સ્ટરીટની લેવલ અને પાંણીનો નીકાલ થવાનાં સાધનો અને તે સ્ટરીટ કેણીગમથી કેણીગમ લેઇ જવી તે અને તેની પોહોળાઇ મ્યુનિશિપાલીટીએ ઠરાવવી અથવા પસંદ કરવી. અને સદરહુ પ્રમાણે હુકમ થયો હોય તે મુજી દેવને બીજી રીતે જે કોઇ માણુસ સદરહુ પ્રકારની કોઈ સ્ટરીટ આંકશે અથવા કરશે. અથવા તે ઉપર કાંઇ બાંધશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે. અને સદરહુ પ્રમાણે કોઇ સ્ટરીટ આંકી હશે અથવા કરી હશે તેમાં ફેરફાર કરવાનો અધિકાર અને સદરહુ સ્ટરીટો ઉપર પોતાના હુકમ વિરૂધ કાંઇ ઇમારત બાંધી હશે તેમાં ફેરફાર કરાવવાનો અથવા તે કાહાડી નખાવવાનો અધિકાર મ્યુનિશિપાલીટીને છે. અને તેનો ખર્ચ થાવતે ગુનેહગાર માણુસે મ્યુનિશિપાલેટીને આપવો. અને તે આ આકટમાં આગળ કહેલી રીતે વસુલ કરવાનો અધિકાર છે. સદરહુ પ્રકારની લેવલ અથવા પાંણીના નિકાલનાં સાંધનો અથવા દીશા અથવા પોહોળાઇ મ્યુનિશિપાલીટીએ ઠરાવી નહી હોય અને લેવલ અથવા પાંણીના નીકાલનાં સાધનો અથવા દીશા અથવા પોહોળાઇ ધારી હોય તે બાબતની નામંજુરી જણાવી નહી હોય અથવા એક મહિના કરતાં વત્તી નહીં હોય એવી નિયમીત મુદતનો દરમિયાનનો હુકમ એક મહિનાની અંદર મ્યુનિશિપાલીટીએ કરયો નહી હોય તો નોટિસમાં લખેલી રીતે તે સ્ટરીટ આંકવાનો તથા કરવાનો અધિકાર છે.

નવી સ્ટરીટો.

૩૦. "રકમ ૧લી.—કોઇ ઘરનો અથવા ઇમારતોનો કાંઇ ભાગ સારવજનીક સ્ટરીટ ઉ-મણાં જેવો હોય અથવા આયંદે જેવો કરવાનું ઠરાવ્યું હોય તે સ્ટરીટની જે લાઇન ઠરાવ હોય તે કરતાં બહાર નીકળી આવ્યો હોય અથવા તેની હરેક બાજુ ઉપરના ઘરના અથવા ઇમારતના મોહોડા આગળના ભાગની બહાર નીકળી આવ્યો હોય તે ઘર અથવા ઇમારત સઘળી અથવા ઘણીખરી પાડી નાંખવામાં આવે અથવા બળી જાય અથવા પડી જાય ત્યારે ત્યારે તે ઘર અથવા ઇમારત ફરીને બાંધતી વખતે લખેલી નોટીશ આપીને, તે ઘર અથવા ઇમારત સદરહુ ઠરાવેલી લાઇનની બરાબર અથવા પાસેના ઘરના અથવા ઇમારતના આગલા ભાગ બરાબર પાછળ હઠાવવા બાબત ફરમાવવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે, અથવા એવાં ઘરનો અથવા ઈમારતનો બહાર નીકળી આવેલો ભાગ કોઇ પલાટફારમ, વરંડા (ઓટલો), પગથીઉં અથવા મુખ્ય ઘરની અથવા ઇમારતની બાહારનું કાંઈપણ બાંધકામ હોય તો હરકોઇ વખતે, લખેલી નોટીશ આપીને, સદરહુ ઠરાવેલી લાઇનની બાહાર અથવા પાસેના ઘરના અથવા ઇમારતના આગલા ભાગની બાહાર નીકલી આવેલો ભાગ અથવા તે ભાગનો કાંઇ ભાગ કહાડી નાંખવા બાબત ફરમાવવાનો અધિકાર મ્યુનીસીપાલીટીને છે. અને શદરહુ પ્રમાણે પાછળ હઠાવ્યાના સબબથી અથવા કાહાડી નાંખ્યાના સબબથી જમીનનો જે ભાગ સ્ટરીટમાં આવે તે"

ઘરો આગળ આણવાં અથવા પાછાં હઠાવવાં.

તે વખતથી સારવજનીક સ્ટ્રીટનો ભાગ સમજવો, અને તેનું ધણીપણું મ્યુનિસીપાલીટીની પાસે આવસે. પણ એવું ઠરાવ્યું છે કે તે ઘરના અથવા ઇમારતના ધણીને નુકશાન થયું હશે તેનું પુરેપુરૂ વળતર તેને મ્યુનીશીપાલીટીએ આપવુ. અને વળતરની રકમ બાબત કાંઇ વાંધો પડે તો આ આકટમાં આગળ કહેલી રીતે ચોકશી કરીને તે રકમ ઠરાવવી.

રકમ ૨ જી—કોઈ ઘર અથવા ઇમારત જે સારવજનીક સ્ટ્રીટ ઉપર હોય તે સ્ટ્રીટની લેન સુધારવા સારૂ તે ઘર અથવા ઇમારત પોતાને યોગ્ય જણાય તેવી શરતોથી આગળ લાવવા દેવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે.

## ટીકા

મ્યુનીસીપાલીટી જમીન વેચે તારે સ્ટાંપ જોઇએ. સરકારનો ઠરાવ તારીખ ૨૬ મારચ સને ૧૮૭૪ નં. ૧૫૫૩.

પેનલકોડની કલમ ૨૧ પ્રમાણે કમીશનરો સરકારી નોકર છે તથા નામદાર સરકારનો ઠરાવ નં ૯૫ તા. ૧૨ ફેબરવારી સને ૧૮૮૧ કમીશનરો તથા તેના ઓફીશરો સરકારી નોકર છે તેની સહીવાલી નકલો તે ખરી નકલ પ્રમાણે ગણવી.

ચરસ, હાસપીતાલ અને ડીસ્પેનશરી સરકારી નીશાલો. અને એજ્યુકેશનખાતાના તાબાની ઇમારતો. મુસાફરી બંગલા, ધરમશાળા. ફરી નામદાર સરકારના તા૦ ૨૬ નવેમ્બર ૧૮૭૫ નં. ૩૫૩૯ ના ઠરાવથી સુધારો થયો કે ચરચમાં મંદીર અને મશીતોનો સમાશ થતો નથી. પણ જે જુની ઇમારતો જેનો માલીક સરકાર છે તેનો સમાસ થાએછે.

૩૧. આ આકટ અમલમાં આવ્યા પછી જુપડાં અથવા બીજી ઇમારતો બંધાય અથવા ભાંગીને નવી કરે તેઓની બહારની ભીતો તથા તેઓનાં છાપરાંની ઉપરનું આચ્છાદન મ્યુનીશીપાલીટીની લખેલી મંજુરી લીધા વગર લાકડાંનું અથવા લુગડાંનું અથવા કંતાનનું અથવા ઘાસનું અથવા પાતરાનું અથવા સાદડીનું અથવા બીજા જવાળાગ્રહી પદારથનું કરવું નહીં; અને કોઇ માણસે સદરહુ ઠરાવ વીરૂધ કરયુ હશે અથવા કરાવ્યું હશે તે લખેલી નોટીશ આપીને પોતાને યોગ્ય દેખાય તે પ્રમાણે કાઢી નંખાવવાને

જવાળાગ્રાહી (એટલે દેવતા લાગતાવારને તુરત સળગી ઉઠે તેવા) પદારથ વાપરવા નહી.

અથવા તેમાં ફેરફાર કરાવવાને મ્યુનીશીપાલીટી મુખત્યાર છે. આ કલમ પ્રમાણે ખબર આ પવાનો અને ફરીયાદ કરવાનો અધીકાર હરકોઈ માણસને છે. અને સદરહુ ફરિયાદનો ખરચ થયો હશે ને સઘળો ખરચ સદરહુ ઝુપડાના અથવા ઇમારતના ધણી પાસેથી આ આકટમાં આ ગળ કહેલી રીતે વસુલ કરવાનો અધીકાર છે.

## ટીકા

આ કલમ ઉપર નીચે પ્રમાણે બાયલોજ થયો છે.

### મુખ્ય કાયદાની કલમ ૩૧ મુજબ.

૧ કોઇ મકાનથી ૫૦ ફુટ કરતાં દુર નવું મકાન બાંધવું હોય ઇવા• જુનું મકાન નવેશર થી બાંધવું હોય ત્યારે તે મકાનની બાહારની ફરતી દીવાલો તથા તેનાં છાપરાં જવાલાગ્રાહી પ દાર્થથી બાંધવા દેવાને અથવા તે ખસેડવાને મેનેજીંગ કમેટી મુખત્યાર છે. સોટી સરવેના કો ઇ પણ ટીકાના અંદર અથવા બીજી કોઇ સારી રીતે જણાઇ આવે એવા સેહેર અથવા મ્યુનિ શિપાલ હદ અંદરના પરાંઆના કોઇ પણ ભાગની અંદર એવા પદારથો વાપરવાની અકંદર પ રવાનગી મ્યુનિશિપાલીટી આપી શકે.

ઘરોની લેવલ.

૩૨. હરકોઇ સારવજનીક મોટી ગટર અથવા મોરી બાંધેલી હોય અથવા આજ પછી બાંધવાનો મ્યુનીશીપાલીટીનો ઈરાદો હોય તે ગટરમાં અથવા મોરીમાં અથવા મ્યુનીશીપાલીટી મંજુર કરે તે વહેળા માં અથવા નદીમાં અથવા સમુદ્રમાં અથવા ટાંકીમાં અથવા બીજે યોગ્ય ઠેકાણે ઘરનું અથવા ઇમારતનું ગંદુ પાણી જે લેવલ ઉપરથી છોડી દેવાય તે લેવલ કરતાં ઓછી લેવલ ઉપર ઘ ર અથવા ઇમારત આજપછી બાંધવી નહીં.

નવી ઇમારતોની નોટીશ.

૩૩, **રકમ ૧ લી**—કાંઇ ઇમારતનો અથવા હમણાં જે ઇમારત હોય તેને બાહેરને ભા ગ કાંઇ ફેરફાર કરવાનો અથવા તેમાં કાંઇ કામ વધારવાનો જે માણસનો ઇરાદો હોય તેણે તે પ્રમાણે બાંધવા માંડયા પેહેલાં અથવા ફેરફાર કરવા માંડયા પેહેલાં અથવા કામ વધારવા માડયા પેહેલાં તે બાબત લ ખીને મ્યુનીશીપાલીટીને નોટીશ આપવી. અને મ્યુનીશીપાલીટીએ નકસો મોકલવાનું તેને ફરમા વ્યું હોય તો જે લેવલ મ્યુનીશીપાલીટીને માલમ હોય તે લેવલનાં સંબંધથી તે ઇમારતના પા યાની તથા ભોંયતળીયાની જમીનની જે લેવલ રાખવાનો વીચાર હોય તે લેવલ માલમ પડે તે વો નકશો તેણે મ્યુનીશીપાલીટી ઉપર મોકલવો અને ઇમારત બાંધવાનું ધારયું હોય તેની હદ બાબત તથા તરેહ બાબત તથા સામાન સરંજામ બાબત અને તે ઇમારત સબંધી મોરીઓ તથા મ્હોટી ગટર તથા સંડાસો તથા ટાંકીઓ વાપરવી હોય તો તે કયાંહાં અને કેવી રીતે બાંધવાનો ઇરાદો છે તે બાબતની જે ખબર મ્યુનીશીપાલીટી માગે તે સઘળી ખબરઆપવી.

**રકમ ૨ જી**—સદરહુ પ્રકારની નોટીશ પોંહોંચ્યા પછી એક મહીનાની અંદર સદરહુ ઇમારત સબંધી પોતાને યોગ્ય દેખાય તેવો અને આ આકટ વીરૂદ્ધ નહી હોય તેવો લખે- લો હુકમ કરવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે. સદરહુ પ્રકારની ઇમારત સબંધી સદરહુ મુદતમાં મંજુરીનો અથવા બીજી તરેહનો લખેલો હુકમ કરવાને મ્યુનીશીપાલીટી ચુકશે તો અસલ નોટીશ આપનારા માણસને સદરહુ ઈમારત મ્યુનીશીપાલીટીને લખી મોકલેલી રીતે બાંધવા માંડવાનો અધીકાર છે. પણ એવુ ઠરાવ્યું છે કે સદરહુ ઇમારત આ આકટના ઠરાવ પ્રમાણે જોઇએ.

**રકમ ૩ જી**—ઉપર કહેલી નોટીશ મોકલ્યા વગર અથવા ઉપર કહેલી ખબર આપ્યા

વગર અથવા સદરહુ મુદતમાં મ્યુનીશીપાલીટીએ કાયદાસર હુકમ કરયો હોય તે હુકમ વીરૂદ્ધ કોઇ રીતે અથવા આ આકટના ઠરાવ વીરૂદ્ધ બીજી કોઇ રીતે કોઇ માણસે સદરહુ ઇમારત બાંધવા માંડી હશે અથવા બાંધી હશે તો તે બાંધનાર માણસ આ આકટમાં આગળ ઠરાવેલી ગુન્હેગારીને લાયક થશે, અને મ્યુનીશીપાલીટીને જરૂર દેખાશે તે પ્રમાણે તે ઇમારતમાં ફેરફાર કરવાનું અથવા તે પાડી નાંખવાનું લખેલી નોટીશ આપીને ફરમાવવાને મ્યુનીશીપાલીટી મુખત્યાર છે.

## ટીકા.

શનંદ લેવા જબરી ન થાય. હાઇકોર્ટ રૂલીંગ તા૦ ૧૧ નવેમ્બર સ. ૧૮૭૨

સનંદ એ માલકીનું ખત નથી. પ્રીનટેન્ડ જજમેન્ટ દીવાની શને ૧૮૮૨ પાનુ ૨૭૭

સરકારનો ઠરાવ તા. ૧૯ જુન સને ૧૮૮૪ ના. ૪૪૦૮ કલમ ૩૩ મુજબની નોટીસને સ્ટાંપની જરૂર નથી.

મ્યુનિશિપાલીટીને નોટીસ આપ્યા વગર પડી ગએલી દીવાલનો ભાગ ફરી કરે તો તેમાં કંઇ ગુનો નથી અને તે એડીશન ઓલટરેશન નથી. તા૦ ૩૦ આગસ્ટ સન ૧૮૮૮

## દીવાની કોરટના ફેંસલા.

૧ શામા માણસની લાજ જલવાતી નહીં હોય તોપણુ હવા અજવાળા માટે ઘરધણી બારી મુકીશકે નામદાર હાઇકોરટનો ઠરાવ નં- ૫૦ સન ૧૮૭૧.

૨ એજ પ્રમાણે બીજો મુંબાઇ હાઇકોરટ રીપોટ પાને ૨૬૬

૩ હાઇ કોરટનો ઠરાવ નંબર. ૪૨૫ શને ૧૮૭૧ પોતાનીભીતમાં બારણું મુકે તે બાબત ફરીઆદ કરવાનું કોઇને કાંઇ કારણ નથી.

૪ મુંબાઇ હાઇ કોરટ રીપોટ બાં. શી. જ. ૪૨ સને ૧૮૬૮ બારી પોતાની ભીંતમાં મુકી શકે.

૫ મુંબાઇ હાઇકોરટ રીપોટ બો. ૩ જે. ૧૪૩ સને ૧૮૬૮ રસ્તાપર બારી મુકે તેમાં કોઇથી હરકત લઇ શકાએ નહી.

૬ મુંબાઇ હાઇકોરટ ફોજદારી કેસસો તા૦ ૮ જુલાઇ સન ૧૮૮૫નો નોટીશ આપ્યા વગર દરવાજો મુકયો તે મુકવાથી કોઇને કંઇ હરકત નથી તેથી માત્ર નામનો દંડ આનો ૧ એક કાએમ રાખી બાજો દંડ રદ કીધો.

૭ ઘરમાં હવા અજવાળુ આવે તેમ થાય એવી નોટીશ આપી બાંધણીનો ફેરફાર કરીને કરવાને નોટીશ મ્યુનિશિપાલીટી આપી શકે નહી. હાઇકોરટ રૂલીંગ તા૦૨૮ નવંબર સને ૧૮૮૭

૮ રજાચીઠીની મુદત છ માસની રાખવી. નામદાર સરકારનો ઠરાવ તા૦ ૬ જુન સને ૧૮૭૧ નં. ૧૭૩૯

૯ સરકારના ઠરાવ નં. ૨૨૧૪ ના મેહેરબાન કમીશનર સાહેબના તા૦ ૩ આગષ્ટ સન ૧૮૭૧ નં. ૪૦૫૩ ના તથા મેહેરબાન કલેકટર શાહેબના તા૦ ૧૨ જુલાઇ સન ૧૮૭૧ નં. ૧૮૮૧ના શેરા સાથે આવ્યાં છેકે, ઘરના અંદરના ભાગમાં બાંધ કામ કરવા માટે નોટીશ આપવાની જરૂર નથી.

૧૦ ઘર બાંધવાની રજાચીઠીની અરજી સાથે સનંદની નકલ રજુ કરવી. જાહેરનામું તા૦ ૩૦ મારચ સને ૧૮૮૯

૧૧ વાડ કરવી તેનો સમાસ કલમ ૩૩ માં થતો નથી તેથી નોટીસ આપવાની જરૂર નથી. તા૦ ૨૧ ડીસેમ્બર સન ૧૮૮૮

નામદાર સરકારનો ઠરાવ તા૦ ૭ અકટોબર સન ૧૮૭૫ નં. ૩૦૫૮ નો કે કલમ ૨૭ માં સરકારી હાઉસ. સરકારી કોરટોનો, પોલીશ સ્ટેશન, ચાવડી અને દીવાની તથા ફોજદારી જેલનો સમાસ થતો નથી.

ચરચ્, હાસપીતાલ અને દીસ્પેનથી સરકારી નીશાલો. અને એજ્યુકેશન ખાતાના તાબા ની ઇમારતો મુસાફ્રી બંગલા, ધરમશાળા. ફરી નામદાર સરકારના તા૦ ૨૬ નવેંમ્બર ૧૮૭૫ નં. ૩૫૩૯ના ઠરાવથી સુધારો થયો કે ચરચમાં મંદીર અને મસીતોનો સમાસ થતો નથી. પણ જે જુની ઇમારતો જેનો માલીક સરકાર છે તેનો સમાસ થાય છે. તે પર મ્યુનિસિપાલીટીની સતા નથી.

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઇ છે.

### મુખ્ય કાયદાની કલમ ૩૩ ની રકમ ૨ મુજબ

કલમ ૩૩ મુજબ લખીતવાર નોટીશ મળેથી જે હુકમો કરવામાં આવે ત્યારે નીચે જતાવેલા ધારાઓ ઉપર નજર રાખવી:—

**(એ)** કોઇપણ ઘરનું ભોંયતલીયું આજુ બાજુની જમીનના પાંણીના ઢાળથી બે ફુટ કરતાં નીચે રાખવું નહીં પણ કોઇ રસ્તો આયંદે ઉંચો કરવાનો વીચાર હોય અથવા ઉંચો કરવો દુરસ્ત લાગે તેવા રસ્તા ઉપરના મકાનનું ભોંયતળીયું તે રસ્તાની સપાટી કરતાં ચાર ફુટથી વધારે ઉંચુ રખાવાની ફરજ પાડવામાં આવશે નહીં:—

**( બી )** કોઇ પણ મકાનમાં નવા દટણ જાજરૂ અથવા ખાળકુવા અને કોઠી કરવા દેવામાં આવશે નહી.

**(સી)** કોઇપણ માણસ ઘર બાંધવાના વીચારની લખીતવાર નોટીશ આપશે ને તે માણસને શીટી સરવે ખાતામાંથી સનંદ મળી ના હોય તો તેની આવેલી નોટીશ પેહેલ વેહેલાં ઇનકવાયરી આપીશર તરફ મોકલી સદરહુ માણસ જે જમીન ઉપર બાંધવા માગતો હુય તેનો કબજેદાર અગર તે ઉપર ઇમારત કરવાનો હકદાર છે કે નહી તેનો રીપોટ મંગાવવો અને તેમાં સીટીસરવે આપીશરને લખવું કે તેનો જવાપ ત્રણ અઠવાડીયાની અંદર આવે. પરંતુ તે જવાબ નોટીશ મલ્યાથી એક મહીનાની અંદર ના આવે તો નોટીશ આપનારની હદ વીશેની જવાબદારી ઉપર મ્યુનિશિપાલેટીએ ઇમારત બનાવવાની રજા આપવી.

(ડી) ઘર બાંધવાની નોટીશનો નીકાલ કરતી વખત મેનેજીંગ કમીટીએ સદરહુ આકટની કલમો ૩૦, ૩૪ થી ૩૯, ૪૧, ૪૨ અથવા બીજા જે કંઇ આકટના હુકમો લાગુ પડે તે અમલમાં લાવવાનો ઘટતો વીચાર કરવો.

૩૪. મ્યુનીશીપાલીટીને અગાઉથી નોટીશ આપ્યા વગર જુપડીઓની અથવા છાપરાંઓની ઓળ અથવા ચાલ બાંધવાનો અથવા આ આકટ અમલમાં આવતી વખતે જુપડીઓની અથવા છાપરાંઓની ઓળ અથવા ચાલ હોય તેમાં બીજી જુપડીઓ અથવા છાપરાં વધારવાનો કોઇ માણસને અધીકાર નથી, અને તે જુપડીઓ અથવા છાપરાં બરાબર સરખી લેનમાં આવે તેમ બાંધવાં, અને વા આવવા જવા સારૂ તથા કચરો વાળવાનું ઠીક પડવા સારૂ જેટલી પેહોળાઇ મ્યુનીશીપાલીટીને યોગ્ય દેખાય તે પ્રમાણે તેટલી પોહોળાઈનો અને ગોબ્જ પાણીનો બરાબર નીકાલ થાય તેટલી લેવલનો ખુલ્લો મારગ અથવા રસ્તો તેની બેઉ લેઇનની સામે અને બેઉ લેઇનની વચ્ચે રાખવાનું ફરમાવવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે, અને પોતાને જરૂર દેખાય તેટલા સંડાસો તથા પાણીના નીકાલનાં તેવાં સાધનો કરવાનું ફરમાવવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે, અને મ્યુનીશીપાલીટીને સદરહુ પ્રકારની નોટીસ આપ્યા વગર અથવા મ્યુનીશીપાલીટીએ ફરમાવ્યું હોય તે કરતાં બીજી રીતે શદરહુ પ્રકારની કાંઇ જુપડીઓ અથવા છાપરાં બાંધે તો એક મહીનામાં ભાગી તોડીને લઇ જવાં અથવા મ્યુનીશીપાલીટીને યોગ્ય દેખાય તેવો ફેરફાર કરવો એવી લખેલી નોટીશ તે જુપડીના અથવા છાપરાંના ધણીને અથવા તે બાંધનારને

જુપડીઓ બાબત નિયમન.

અથવા તે જુપડીઓ અથવા છાપરાં જે જમીનમાં બાંધ્યા હોય અથવા બાંધતા હોય તે જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને નોટીશ આપવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે.

૩૫ ઝુપડીઓ અથવા છાપરાં માણસોને રેહેવાનાં અથવા તબેલાના કામમાં અથવા બીજા કામમાં આવતાં હોય અને આ આકટ અમલમાં આવતી વખતે હોય અથવા ત્યાર પછી બંધાય તે છેકજ પાસે પાસે બાંધ્યાને લીધે અથવા ત્યાંથી ગોજુ પાણી જવાનો નીકાલ નહી હોય તેને લીધે તથા કચરો કઢાતો નહી હોય તેને લીધે ત્યાંના રેહેનારાઓને અથવા આસપાસના રેહેનારાઓને રોગ થવાની ધારતી હોય એવો મ્યુનીશીપાલીટીનો અભીપ્રાય હોય ત્યારે તે દરેક ઝુપડીનો અથવા છાપરાંનો જે ભાગ લોકોની દ્રષ્ટીએ સેહેજ પડતો હોય તે ભાગ ઉપર મ્યુનીસીપાલેટીએ નોટીશ ચોડાવવી કે સદરહુ ધાસ્તી ટાળવા સારૂ જે કામોની મ્યુનિશીપાલીટીને જરૂર દેખાય તે કામો મ્યુનશીપાલીટી યોગ્ય મુદત ઠરાવે તેટલી મુદતમાં તે ઝુપડીના અથવા છાપરાના ધણીએ અથવા તેમાં રેહેનારાઓએ અથવા તે ઝુપડી અથવા છાપરૂં જે જમીનમાં બાંધ્યું હોય તે જમીનના ધણીએ કરવાં અને તે ધણી અથવા રેહેનારા તે કામો ઠરાવેલી મુદતમાં કરવાની ના કહેશે અથવા ગફલત કરશે તો તે ઝુપડી અથવા છાપરૂ તોડી પડાવવાનો અથવા સદરહુ ધાસ્તી ટાળવા સારૂ જે કામોની મ્યુનીશીપાલેટીને જરૂર જણાયે તે કામો તે ઝુંપડીઓ બાબત અથવા છાપરાંઓ બાબત કરાવવાને મ્યુનીશીપાલેટી મુખત્યાર છે સદરહુ ઝુંપડી અથવા છાપર તોડી પડાવે તે દરએકનું સામન જુદું જુદું વેચાય તો મ્યુનીશીપાલેટીએ વેચાવવું. અને જે ઉપજે તેમાંથી ખર્ચ આપતાં વધે તે ઝુંપડીના અથવા છાપરાંના ધણીને આપવું. અથવા ધણી માલમ નહી હોય અથવા ધણીપણા બાબત તકરાર હોય તો જે માણસનો તે ઉપર હક સબંધ પોહોચતો હોય તે માણસ યોગ્ય કોરટમાંથી તે અવેજ મેળવાનો હુકમ લાવે ત્યાં સુધી તે અવેજ મ્યુનીશીપાલેટીએ અનામત રાખવો. પણ એવું ઠરાવ્યું છે કે આ આકટ અમલમાં આવતી વખતે જે કાંઇ ઝુપડીઓ અથવા છાપરાં હોય તે આ કલમ પ્રમાણે મ્યુનીશીપાલીટીના હુકમથી અથવા તેની નોટીશ ઉપરથી તોડી પાડવામાં આવે તો તેઓના ધણીને અથવા ધણીઓને નુંકશાનનું વળતર પણ આપવું. અને નુંકશાનના વળતરના રૂપીઆની રકમ બાબત વાંધો પડે તો તે રકમ બાબત આ આકટમાં આગળ ઠરાવેલી રીતે ચોકશી કરીને તે રકમ ઠરાવવી.

ઝુપડીઓની સુધારણુંક.

૩૬ રકમ ૧ લી—કોઇ ઘરને સારૂ અથવા ઇમારતને સારૂ સંડાસ અથવા ટાંકી અથવા બીજા સંડાસો અથવા ટાંકીઓ કરાવવી જોઇએ એવો મ્યુનીશીપાલેટીનો અભીપ્રાય હોય ત્યારે મ્યુનીશીપાલેટીને યોગ્ય દેખાય તે રીતે તે કરવા બાબત તે ઘરના અથવા ઇમારતના ધણીને લખેલી નોટીશ આપીને ફરમાવવાનો અધીકાર મ્યુનીસીપાલીટીને છે.

સંડાસો વિગેરે બાબત ઠરાવ.

રકમ ૨ જી—જે માણસ અથવા માણસો વીશ કરતાં વતા કારીગર અથવા મજુર રાખતાં હશે અથવા કોઇ બજારનું ધણીપણું અથવા વહીવટ ધારણ કરતાં હશે તેઓને લખેલી નોટીશ આપીને પોતાને યોગ્ય લાગે તેવા સંડાસ અને મુતરવાની જગા કરવાનું તથા ઠીકઠાક રાખવાનું અને દરરોજ સાફ કરાવવાનું ફરમાવવાનો અધીકાર મ્યુનીશીપાલેટીને છે.

રકમ ૩ જી—કોઇ ઘરના અથવા ઇમારતના ધણીની અથવા તેમાં રેહેનારાની જગામાં સંડાશ હોય તે આવનાર જનાર લોકોની તથા પાસે રેહેનારાઓની નજરે નહી પડવા દેવા સારૂ તેને આડ કરવા સારૂ જોઇએ તેવું છાપરૂં અને ભીંત અથવા કુંડ તેણે કરાવવો; અથવા સંડાસનું કોઇ બારણું અથવા ફટકીઉ સ્ટરીટ ઉપર ઉઘડે છે તેથી લોકાપકારક કંન થાય છે એવું લાગતું હોય તે બારણું અથવા ફટકીઉ હુકમ પ્રમાણે ફેરવવાનું લખેલી નોટીશ આપીને ફરમાવવાને મ્યુનીશીપાલીટી મુખત્યાર છે.

## ટીકા.

હાઇકોરટનું ફોજદારી રૂલીંગ તા૦ ૨૧ ફેબરવારી સને ૧૮૭૮ આ કલમ પ્રમાણેનું કામ તે ગુનામાં ગણાય નહી.

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઇ છે.

### મુખ્ય કાયદાની કલમ ૩૬ મુજબ.

૪ હરેક ઘર અથવા ઇમારત જેમાં વાસ હોય તેમાં રેહેનારાઓને ઝાડા તથા પેસાબને સારૂ સારી રીતે પુરી પડે એવી જોગવાઇ રાખવી જોઇએ અને એવી જોગવાઇ જ્યાં સુધી બને ત્યાં સુધી મકાનમાંજ હોવી જોઈએ પણ જે ઠેકાણે એવી ગોઠવણ થઇ.શકે તેમ નહી હશે તો તે ઘરથી અંતરે મુકરર કરેલો જાજરૂ યા જાજરૂઓ હોવા જોઇએ. અને તે વાપરવાનો હક તેવા મકાનના અથવા ઇમારતના રેહેવાશીઓનો છે.

એવી તમામ ગોઠવણો ખુલ્લા જાજરૂ બનાવી હરરોજ સાફ થાય તેમ કરવી જોઇએ.—

ઘરનાં ગોજાં પાણીનો બરાબર પુરેપુરો નીકાલ

૩૭ **રકમ ૧ લી**—કોઇ સ્ટરીટમાંના અથવા સ્ટરીટ પાસેના કોઈ ઘરનું અથવા ઇમારતનું ગોજું પાણી જવાનો હરકોઇ વખતે નીકાલ થતો નહી હોય અથવા કોઇ મ્હોટી ગટરમાં અથવા મોરીમાં અથવા વેહેળામાં અથવા નદીમાં અથવા સમુદ્રમાં અથવા બીજે યોગ્ય ઠેકાણે જોઇએ તેવા નળ અથવા નળીઓ મુકીને મ્યુનીસીપાલેટીની ખાત્રી થાય તે રીતે નીકાલ કર્યો નહી હોય; અને તે ઘરના અથવા ઇમારતના હરકોઇ ભાગથી પચાસ ફુટની અંદર ગોજું પાણી જવાનો નીકાલ કરવાનો ઉપર કહેલા પ્રકારનો વગ હોય તો તે ઘરનું અથવા ઇમારતનું ગોજું પાણી જવાનો રસ્તો કરવા સારૂ મ્યુનીશીપાલેટીને જરૂર દેખાય તેટલા કદનો અને તે પદાર્થનો તથા તેટલી લેવલનો (એટલે ઉચાઇનો) અને તેટલા ઢાળનાં નળ અથવા નળીઓ તે ઘરથી અથવા ઇમારતથી, બાંધવાનું, અથવા મુકવાનું ધણીને નોટીશ આપીને ફરમાવવાને મ્યુનીશીપાલીટી મુખત્યાર છે.

**રકમ ૨ જી**—ઢાંકેલી સઘળી સારવજનિક અથવા ખાનગી મ્હોટી ગટરોને અથવા મોરીઓને અથવા ટાંકીઓને મ્યુનસીપાલટીએ અથવા તે જેઓની હોય તેઓએ બારણાંના યોગ્ય ફરકીઓ અથવા બીજાં ઢાંકણાં અથવા પવન આવવા જવાનાં સાધનો કરાવવાં અને લખેલી નોટીશ આપીને તે પ્રમાણે કરવાનું સદરહુ પ્રકારની હરકોઇ ઢાંકેલી મ્હોટી ગટરના અથવા મોરીના અથવા ટાંકાના ધણીને ફરમાવવાને મ્યુનસીપાલીટી મુખત્યાર છે.

હુકમ વગર કરેલી મોરીઓ વિગરે.

૩૮ **રકમ ૧ લી**—આ આકટ ઉપરથી જે મ્હોટી ગટરોનું અથવા મોરીઓનું ધણીપણું મ્યુનીસીપાલીટીના પાસે આવ્યું હોય તેઓમાંની કોઇ ગટરમાં અથવા મોરીમાં કોઇ માણુસ કમીશનરનું લખેલું અનુમત અગાઉથી લીધા વગર ગટરનો નળ મુકશે અથવા મુકાવસે અથવા તે ગટરમાંથી અથવા મોરીમાંથી ગટરનો નળ મુકશે અથવા, મુકાવસે તો તે આ આકટમાં આગળ કહેલી ગુનહેગારીને લાયક થશે અને મ્યુનીશીપાલીટીની નજરમાં આવસે તે પ્રમાણે તે ગટર કે નળ ભાગી નાખવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું અથવા તે પાછો ફરીથી કરવાનું અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનું તે માણુસને લખેલી નોટીશ આપીને ફરમાવવાને મ્યુનીશીપાલીટી મુખત્યાર છે.

**રકમ ૨ જી**—આ આકટ ઉપરથી જે મ્હોટી ગટરનું અથવા મોરીનું અથવા કલવર્ટનું અથવા ગટર અથવા વિવરમાર્ગનું અથવા પાણીના નળનું અથવા પાણી જવાના માર્ગનું ધણી

પણું મ્યુનિસિપાલિટીની પાસે આવ્યું તે ઉપર કોઇ માણસે મ્યુનિસિપાલિટીનું લખેલું અનુમત લીધા વગર કાંઇ નવી ઇમારત બાંધવી નહીં. અથવા ભાગી ગઇ હોય તે પાછી ફરીથી બાંધવી નહી અને જે માણસે સદરહુ પ્રકારની ઇમારત બાંધી હશે અથવા ભાગી ગયેલી પાછી ફરીથી બાંધી હશે તે માણસને મ્યુનિસિપાલિટીની નજરમાં આવશે તે પ્રમાણે તે ઇમારત ભાગી નાંખવાનું અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનુ લખેલી નોટીસ આપીને ફરમાવવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઈ છે.

**મુખ્ય કાયદાની કલમ ૩૮ મુજબ.**

પકી બાંધેલી રસ્તાની મોરી અથવા ગટરમાં કોઇપણ ઘરની મોરીનું ; ફક્ત વરસાદનું પાણી નીકળે એ શીવાયને માટે કરવાની પરવાનગી મળશે નહી.

**૩૯. રકમ ૧ લી**—મ્યુનિસિપાલિટીની હદમાં જે મ્હોટી ગટરો તથા મોરીઓ તથા સંડાસો તથા ઘરની ગલીઓ અને ટાંકીઓ હોય તે સઘળીની ઉપર મ્યુનિસિપાલિટીની તપાસ અને નિબંધ રેહેશે. અને તે ખાનગી હશે તો તે જે ઘરની અથવા જમીનની હોય અથવા તે જે ઘરના અથવા જમીનના વાપર શારૂ બાંધી હોય અથવા ચાલુ કરી હોય તે ઘરના અથવા જમીનના ધણીને ખરચે તેમાં ફેરફાર કરવો અથવા તેઓની મરામત કરવી અથવા તે સારી હાલતમાં રાખવી. અને મ્યુનિસિપાલિટીની નજરમાં આવશે તે પ્રમાણે તે ફેરવવાનું તથા દુરસ્ત કરવાનું અને સારી હાલતમાં રાખવાનું તે ધણીને લખેલી નોટીસ આપીને ફરમાવવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

મોરીઓ વગેરે ઉપર મ્યુનિસિપાલિટીનો નિરબંધ ચાલશે.

રકમ ૨ જી—આ આકટ અમલમાં આવ્યા પછી મ્યુનિસિપાલિટીના હુકમ વિરૂધ અથવા સામાન્ય કાયદા વીરૂધ અથવા આ આકટના ઠરાવ વીરૂધ કોઇ માણસ સદરહુ પ્રકારની કાંઇ મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી બાંધશે અથવા કોઇ માણસ કમીશનરની મંજુરી વગર કાંઇ નવી મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી બાંધશે અથવા જે મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી ભાગી નાંખવાનો અથવા બંધ કરવાનો અથવા નહીં કરવાનો મ્યુનિસિપાલિટીએ હુકમ કરયો હોય તે મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી બાંધશે અથવા ભાગી નાંખીને પાછી ફરીથી બાંધશે અથવા ચાલુ કરશે તો એ પ્રમાણે કરનારૂ દરએક માણસ આ આકટમાં આગળ ઠરાવેલી ગુન્હેગારીને લાયક થશે. અને મ્યુનિસિપાલિટીની નજરમાં આવશે તે પ્રમાણે સદરહુ મ્હોટી ગટર અથવા સંડાસ ભાગી નાંખવાનું અથવા સુધારવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું સદરહુ માણસને નોટીસ આપીને ફરમાવવાને પણ મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

**ટીકા**

નામદાર હાઇકોરટનું રૂલીંગ ફોજદારી તા. ૨૧ ફેબરવારી સને ૧૮૭૮ આ કલમની પેહેલી રકમનું કામ ગુનામાં ગણાય નહી.

જાજરૂ હોય તેને મરામતની રજા આપવાની ના પાડવાને સતા મ્યુનીશીપાલીટીને નથી પણ ગંદકી થતી હોય તે ન થાય એવા ઇલાજ લેવાઇ શકે. સરકારનો ઠરાવ તા.૧૭ જુન સને ૧૮૭૩ નાં૦ ૨૫૧૫.

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ કરી મંજુર થવા મોકલી છે.

**મુખ્ય કાયદાની કલમ ૩૯ ની રકમ ૨ મુજબ.**

મ્યુનિસિપાલ હદની અંદર કોઇ હટણુ જાજરૂ કરવા દેવામાં આવશે નહી. હાલ કોઇ હ

શે તે વપરાતો હશે અથવા નહી વપરાતો હોય પણ તે ભાગી નાંખી પુરી નાંખવામાં આવશે.

**આ સબંધમાં થયલુ હાઈકોરટનું હુકમનામું.**

સને ૧૮૮૭ ની અપીલ નંબર ૨૭૯ ના કામમાં નામદાર હાઇકોરટે આપેલા ફેસલાનો તરજુમો.

અમદાવાદ ૧ મ્યુનિસિપાલિટી — અપેલેન્ટ અસલ પ્રતીવાદી.

ગધુરભાઇ ઉસ્માનભાઈ. — અપીલના પ્રતીવાદી અસલ પ્રતીવાદી.

ડીસ્ટ્રીકટ કોરટના સને ૧૮૭૭ ની અપીલ નં૦ ૧૩૯ ઉપર અમદાવાદના આકટીંગ જડજે આપેલા ફેસલા ઉપર બીજી અપીલ.

નીચલી કોરટનાં હુકમનામાં અમે રદ કરીએ છીએ કેમકે સને ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની કલમ ૨૯ ના રકમ ૧ થી મ્યુનિસિપાલીટીને કાંઇ પણ જાજરૂના માલીકને અગર જો એ જાજરૂ આ આકટ અમલમાં આવ્યા પેહેલ બનેલો હોય તોપણ તેમાં ફેરફાર કરવા અથવા મરામત કરવા અથવા મ્યુનિસિપાલીટીની નજરમાં દુરસ્ત લાગે એવી રીતે સારી હાલતમાં લાવવા ફરમાવવાને અખતીયાર છે. મ્યુનિસિપાલિટીએ નોટિસ ( નંબર ૩ ) માં પેટા કલમ ( નં૦ ૧૮ ) લખેલી છે પણ તેથી જે જાજરૂને નીચે કુવો હોય તેની સપાટી અથવા ઘરની સપાટી બરાબર લાવવા તો તેમાં લોડાનું અથવા બીજી ધાતુનું વાસણ જે વારે વારે સાફ થઇ શકે તથા જેમાં નરક અથવા પેશાબનો વધારે જથો ન માય એવું મુકવામાં આવે. એવું બનાવવા શિવાય કંઇ વધારો કરાવવાનો મ્યુનિસિપાલિટીનો ઇરાદો નહીં હોય, એમ અમારા ધારવામાં આવે છે. જે અમારા ધારવા પ્રમાણે હોય અને તેથી વધારે કરવાનો મ્યુનિસિપાલીટીનો ઇરાદો ન હોય તો તેમણે કરેલી નોટિસ ( નં૦ ૩ ) થી કાયદાનું ઉલંઘન થતું નથી. પણ હે નોટિસ જોતએ તેવી સ્પષ્ટ અને સમજાઇ શકે તેવી નથી તેથી અપીલવાળાને પોતાનો જાજરૂ બીલકુલ કાહાડી નાંખવાનું સમજાવામાં આવ્યું હોય એ સંભવીત નથી.

આકટની કલમ ૩૬–૩૭–૩૮–૩૯–૪૦ ઉપર પુખ્ત રીતે વીચાર કરતાં અમારા અભીપ્રાયમાં આવે છે કે આકટ અમલમાં આવ્યા પહેલાં જે જાજરૂ કાયમ હોય તેને કહાડી નંખાવવા અથવા પુરી નંખાવવા મ્યુનિસિપાલિટીને કંઇ અખ્તીયાર નથી તેમ તે કાહાડી નંખાવવા તથા પુરી નંખાવવાને વાસ્તે સરકારની મંજુરીથી યા મંજુરી શિવાય પેટાકાનુન બનાવવાને પણ અખ્તીયાર નથી. અથવા જાજરૂમાં ફેરફાર મરામત યા સાફ કરાવવું એ મ્યુનિસિપાલીટીના અખ્તીયારમાં છે પણ તેને પાડી નંખાવવા યા પુરી નંખાવવા એ તેના અખ્તીયાર બહાર છે. પેટા કાનુંન ( નંબર ૧૮ ) થી પાડી નાંખવા યા પુરી નાંખવાનું નીકળે છે તેથી ભ જાજરૂ આકટ અમલમાં આવ્યા પહેલાં બની હોય તેને એ લાગુ થઇ શકતી નથી. નોટિસમાં અંદર પેટાકાનુન લખવાથી અપીલવાળો ભમાએલો માટે નીચલી કોરટનું હુકમનામું રદ કરીએ છીએ તોપણ અસલ દાવામાંનો અને અપીલમાં થએલો ખરચ પક્ષકારોને પોતપોતાને માથે નાખીએ છીએ તા. ૨૩ જાનેવારી સને ૧૮૭૮.

સહી. એમ. આર. વેસ્ટ્રાપ.
,, એમ. મેલવીલ.

**આને લગતી મુખ્ય કાયદાની કલમ ૩૩ ની રકમ ૨ મુજબ નીચે પ્રમાણે બાયલોજ થએલી છે.**

(બી) કોઇ પણ મકાનમાં નવા દટણ જાજરૂ અથવા ખાળકુવા અને કોઠી કરવા દેવામાં આવશે નહીં.

४०. હરકોઇ મોહોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી આ આકટમાં કહેલી મર્યાદા પ્રમાણે તપાશી જોવાને અને તે કામ સારૂ સુરજ ઉગે ત્યારથી સુરજ આથમે ત્યાં સુધીમાં હરકોઇ વખતે હરકોઇ જમીનમાં અથવા ઇમારતમાં જરૂર હોય તેટલા મદદગાર તથા કારીગર લઇને પેસવાને તથા યોગ્ય દેખાય ત્યાં જમીન ખોદાવવાને મ્યુનિસિપાલિટી અથવા મ્યુનિસિપાલિટીએ તે કામ સારૂ જે અમલદારને નીમ્યો હોય તે અમલદાર મુખત્યાર છે. જમીન ખોદાવતાં નુકસાન થાય તે જેટલું ઓછું થાય તેટલું ઓછું કરવું. અને તે મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી સારી હાલતમાં નથી, અથવા આ આકટ અમલમાં આવ્યા પછી આ આકટના ઠરાવ વિરૂધ બાંધી છે એવું ઉપર કહ્યા પ્રમાણે તપાશી જોયા પછી દેખાય તો ઉપર કહયા પ્રમાણે તપાસી જોવાનો ખરચ થયો હોય તે ખરચ તે મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી જે માણસની હોય તે માણસે આપવો, અને તે ખરચ આ આકટમાં આગળ કહયા પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે; પણ તે મ્હોટી ગટર અથવા મોરી અથવા સંડાસ અથવા ઘરની ગલી અથવા ટાંકી સારી હાલતમાં છે અને આ આકટના ઠરાવ વિરૂધ બાંધી નથી એવું દેખાય તો મ્યુનિસિપાલિટીએ અથવા ઉપર કહેલા અમલદારે જમીન ખોદાવી હોય તે જેમ બને તેમ જલદી પુરી નંખાવીને જેવી હતી તેવી કરાવવી અને સદરહુ પ્રમાણે જમીન ખોદવાનો અને પુરી નાંખીને જેવી હતી તેવી કરવાનો ખરચ મ્યુનિસિપાલિટીએ આપવો.

મોરીઓ વગેરે તપાશી જોવા બાબત.

૪૧. હરકોઇ સારવજનિક સ્ટ્રીટમાંનાં હરએક ઘરનાં તથા ઇમારતનાં છાપરાનું તથા બીજા ભાગનું પાણી તે સ્ટ્રીટે આવનાર જનાર લોકોની ઉપર પડે નહીં તેમ કરવા સારૂ તે પાણી ઝીલીને લઇ જવા સારૂ અને મ્યુનિસિપાલિટીને યોગ્ય દેખાય તે રીતે તે છોડી મુકવા સારૂ બરાબર ગટર તથા નળ કરવાનું અને તેઓને ઠીકઠાક રાખવાનું તે ઘરના અથવા ઇમારતના ધણીને લખેલી નોટીસ આપીને ફરમાવવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

વરસાદનાં પાણી સારૂ ગટર તથા નળો.

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઇ છે.

### મુખ્ય કાયદાની કલમ ૪૧ મુજબ.

ખાસ કામ શીવાય બીજા મકાનોને વરસાદના પાણીને સારૂ પરનાળો તથા નળો બંધાવાની હાલ ફરજ નથી.

૪૨. રકમ ૧ લી—કોઇ ઘરને અથવા ઇમારતને અથવા કોઇ ઘરના અથવા ઇમારતના આગલા ભાગને કાંઇ ‡બહિર્નિઃસૃત અથવા *સીમાતિક્રામક અથવા †પ્રતિબંધક કરયું હોય તે આ આકટ આ ઠેકાણે અમલમાં આવ્યા પેહેલાં કરયુ હોય તોપણ હરકોઇ સાર્વજનિક સ્ટ્રીટે આવનાર જનાર લોકોને સુખરૂપ વગર અડચણે આવવા જવાની હરકત થાય તે રીતે તે સદરહુ સાર્વજનિક સ્ટ્રીટ ઉપર અથવા સ્ટ્રીટમાં આવ્યું હોય અથવા સ્ટ્રીટ ઉપર હરકોઈ રીતે આગળ આવ્યું હોય અથવા જગા દબાવી હોય અથવા સ્ટ્રીટમાંના પાણીના ઉઘાડા નળને અ

બહિર્નીઃસૃતો કહાડી નાંખવા બાબત.

‡ બહિર્નીઃસૃત એટલે બાહાર નિકળી આવે તેવું જે કાંઇ હોય તે.

* સીમાતીક્રામક એટલે જેથી હદ બાહાર જગા દબાય તે.

† પ્રતિબંધક એટલે જેથી હરકત અથવા અડચણ થાય તે.

થવા મોરીને અથવા મ્હોટી ગટરને હરકત થાય અથવા બરાબર વેહે નહીં એવી રીતે તે નળ માં કે નળ ઉપર વર્તું હોય અથવા જગા દબાતી હોય તો તે ઘરના અથવા ઇમારતના ધણીને અથવા તેમાં અથવા મોરીમાં કે મોરી ઉપર અથવા મ્હોટી ગટરમાં કે મ્હોટી ગટર ઉપર આ ગળ આ રેહેનારાઓને લખેલી નોટીસ આપીને તે બહિર્નિસૃત અથવા સીમાતિક્રામક અથવા પ્ર તિબંધક કાહાડી નાંખવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું ફરમાવવાને મ્યુનિસિપાલિટી મુખ્તીયાર છે. પણ એવું ઠરાવ્યું છે કે તે બહિર્નીઃસૃત અથવા સીમાતીક્રામક અથવા પ્રતીબંધક કાયદા સર રીતે કરયું હોય તો ઉપર કહ્યા પ્રમાણે કાહાડી નાંખવાથી અથવા તેમાં ફેરફાર કરવાથી જે માણસનું નુકશાન થાય તે માણસને મ્યુનિસિપાલિટીએ વ્યાજબી હોય તેટલું નુકશાનનું વ ળતર આપવું. અને સદરહુ નુકશાનના વળતરની રકમ બાબત વાંધો પડે તો આ આકટમાં આગળ જે રીત કહીછે તે રીતે ચોકશી કરીને તે રકમ ઠરાવવી.

**રકમ ૨ જી**—જે ઠેકાણે આ આકટ અમલમાં આવ્યા પછી સદરહુ પ્રકારના જે બહી નીઃસૃતો અથવા સીમાતિક્રમકો અથવા પ્રતિબંધકો બાંધવામાં આવશે અથવા મુકવામાં આવ શે તે સઘળાં બાબત મ્યુનિસિપાલેટીને તેવોજ અધિકાર છે પણ મ્યુનિસિપાલીટીને તે બાબત નુકશાનનું વળતર આપવું પડશે નહી.

**રકમ ૩ જી**—સારવજનિક સ્ટ્રીટ માંહેના ઘરોના અથવા ઇમારતોના ધણીઓને અથ વા તેમાં રેહેનારાઓને ઘરના અથવા ઇમારતના હરકોઈ માલથી જમીનની ઉપરની પાયાની ભી તની અથવા પાયાની લેનની બાહાર ઘણામાં ઘણી ચાર ફુટ સુધી બહીરનીસૃત થાય (એટલે બાહાર નીકળી આવે) તેવી ઉઘાડી અડાળી અથવા છજાં અથવા ઓરડીઓ કરવાની લખેલી પરવાનગી આપવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે. અને કોઇ માણસ સદરહુ પ્રકારની પરવાન ગી વગર સદરહુ પ્રકારની અડાળી અથવા છજ્જાં અથવા ઓરડીઓ કરશે તો તે આ આકટ માં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

## ટીકા

કોલેટ, એનડ, ટોરટ, કલમ ૨૧૫ જે છાપરું ખપેડો હોય એવી ચીજ અસલ હોય તે નાથી ઉંચી કરી શકાય.

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઇ છે.

### મુખ્ય કાયદાની કલમ ૪૨ ની રકમ ૩ મુજબ.

છજુ દાખલી અથવા ખપેડો કરવાની રજા યોગ્ય લાગ્યા મુજબ આપવામાં આવશે. પ રંતુ તે એવી રીતે કે મકાનની પાસેની જમીનથી ફુટ બાર કરતાં નીચે બનાવવી ન જોઇએ. અ ને જે મકાનને છજુ દાખલી અગર ખપેડો કરવો હોય તે મકાનના છાપરાના નેવ સામા મકાન ના નેવથી ૮ ફુટનું ક્ષીતીજ સમસુત્ર અંતર કરતાં ઓછે છેટે ન જોઇએ. આ પેટા કાનુન પ્રમા ણે જ્યારે કોઇને રજા આપવામાં આવશે ત્યારે તેના સામેના ઘર અથવા ઘરોના માલેક અથવા કબજેદારના ઓછામાં ઓછા તે મુજબ કરવાના હકકનો પ્રતિબંધ થાય એવી રીતે તે કરવા દે વામાં આવશે નહી.

જે બાબતોમાં સામસામેના ઘરોના નેવનો ક્ષીતીજ સમસુત્ર અંતર આઠ ફુટ કરતાં ઓછો હશે તેવે ઠેકાણે નેવની હદથી બાહાર ન નિકળે એવાં વાંછંટીઆં બારીઓને કરવાની રજા આપવામાં આવશે.

**કલમ ૪૨ની રકમ ૧-૨ પ્રમાણેનું કામ ગુનો નથી એવું મેહેરબાન ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સા હેબે તા૦ ૨૬-૮-૮૯ ને રોજ ગોપાલ કરશન મામુનાએકની પોળના રેહેનારનાપર ઝુબતુ પતરું મુકેલું તે કામમાં સજા કરેલી તે અપીલમાં રદ કરી ઠરાવ્યું હતું.**

The question arises. He is disobidience to a notice under Section 42 Clause 2. punishable under Section, 74, Clause 1 or 23 I think

not. A penalty is only imposed in case of a breach of Section 42. Clause 3.

અપીલમાં છગન નગીનદાસના કામમાં મેહેરબાન અમદાવાદના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબે ઠરાવ તા૦ ૧૯ અકટોમ્બર સને ૧૮૭૭ માં કરેલો તેમાં ફરમાવ્યું છે કે.

નેજવું—એ અડાળી, છજ્જુ અથવા કોટડી કહેવાય નહીં, માટે કલમ ૪૨ ની રકમ ૩ પ્રમાણે કંઇપણ ગુન્હો થયો નથી.

કાળુપુરના જેઠાલાલ ઉમેદને ડાખલી ખપેડો વગર રજાએ કીધા બાબત શજા કરેલી, તે કામમાં મેહેરબાન અમદાવાદના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબે તા. ૮ અગષ્ટ સને ૧૮૭૭માં ઠરાવ્યું કે જે કામને વાસ્તે પરવાનગી લેવાની જરૂર છે તેમાં એ આવી જતું નથી, તેમજ બીજુ, ખપેડો કરવાનું કામ છે તે પણ તેમાં આવતું નથી, ડાખલી અને ખપેડો બંને જુનાં હતાં તેને ફરી કરવાનું કામ બારના વેલમાં ફેરફાર કરવાનું અથવા વધારો કીધાનુ નથી, માટે તો હોમત અને સજા રદ કીધી.

દાટાલાલ બેહેચરે બીન રજાએ ખપેડો કીધો તે કામમાં સજા થએલી તેની અપીલમાં મેહેરબાન અમદાવાદના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબે તા૦ ૨૯ જુન સને ૧૮૮૭ને રોજ ઠરાવ કીધો કે, અસલ ખપેડો અસલ હતો, ને તદન નવીન કીધો એવો પુરાવો નથી તેથી સજા રદ કરી.

આ બધા દાખલાથી અને કલમ ૪૨ ની અંદર માત્ર રજા વીના કરે એટલે તદન નવીન કરે તેને માટે એ કલમ મુજબ સજા થઇ શકે જુનો હોય તે ફરી કરે તેને રજાની જરૂર નથી, જેમ કે નામદાર હાઇકોરટનું રૂલીંગ તા૦ ૩૦ અગષ્ટ સને ૧૮૮૮ નું હોય તેવી પડેલી દીવાલ ફરી કરે તેને નોટીસ કે રજાની જરૂર નથી તેમ એ છે.

કંઇ વહીવટ તોડે તો તે કાયદેસર ગુન્હો થઇ શકતો નથી, એવો ઠરાવ અપીલમાં સુલતાન અલીના કામમાં અમદાવાદના મેહેરબાન પંગરસમનડ સાહેબે તા૦૧૭-૪-૯ નો કીધો છે.

મેહેરબાન અમદાવાદના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબનો હુકમ તા૦ ૩૦ જાનેવારી સને૧૮૮૯ ના૦ ૪૭ નો કોઇ ઠરાવ જનરલ મીટીંગનો હોય તો પણ બાયલોજ થયો નથી, તો તે કાયદેસર ઠરાવ છે એમ નથી.

બાહાર ઉઘડતાં કમાડ કીધાં તે બાબત ચમનલાલ ઉમેદના કામમાં મેહેરબાન ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબે કરેલો ઠરાવ ચાલુ છે કે જાથુ હરકતવાળુ કામ હોય તે પ્રોજેક્શન કહેવાય.

Under section 42 Clause 2 the municipality can order a door opening outside and thereby being a projection (Possibiy the High Court might hold that a projection means *a permanent* projection but it has not done yet) to be taken away.

વાડ તથા ઝાડો વગેરે બાબત નિયમ

૪૩. હરકોઇ જમીનની વાડ કોઇ સાર્વજનીક સ્ટ્રીટની બાજુએ હોય તે સ્ટ્રીટની લેવલથી ચાર ફુટ કરતાં ઉંચી અને ચાર ફુટ કરતાં પહોળી નહી રહે તે પ્રમાણે તે કાપવાનું અથવા ઝાહારી નાંખવાનું અને હરકોઇ સાર્વજનિક રસ્તા ઉપર અથવા સ્ટ્રીટ ઉપર જે ઝાડ અથવા છુપલાં કોઇ રીતે આવ્યાં હોય અથવા જેથી તે રસ્તાને અથવા સ્ટ્રીટને ધોકો પોહોચતો હોય અથવા હરકત થતી હોય તે ઝાડ અથવા છુપલાં અથવા જે ઝાડ અથવા છુપલાં રસ્તા ઉપર અથવા સ્ટ્રીટ ઉપર આવે તેવો અથવા જેથી તે રસ્તાને અથવા સ્ટ્રીટને ધોકો પેહોચે અથવા હરકત થાય અથવા નુકશાન લાગે તેવો સંભવ છે એવું મ્યુનિસિપાલિટીને લાગતું હોય તો તે ઝડ અથવા છુપલાં અથવા હરકોઇ સાર્વજનિક તળાવનું અથવા કુવાનું અથવા પાણી પુર પાડવાની બીજી તજવીજ કરી હોય તેનું પાણી બગડે તેવી રીતે અથવા બગડવા જેવી રીતે તે તળાવ ઉપર અથવા કુવા ઉપર અથવા પાણી પુર

પાડવાને બીજી તજવીજ કરી હોય તે ઉપર જે ઝાડ અથવા છુપલાં આવ્યાં હોય તે કાપી નાં ખવાનું અથવા ઝારી નાંખવાનું જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને લખેલી નોટીસ આપીને ફરમાવવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

## ટીકા.

વાડ ખશેડવા માટે નોટીસ છેક ટુંકી મુદતની નહીં જોઇએ. મુંબાઇ હાઇકોર્ટ રૂલીંગ તા. ૧૧ જુન સને ૧૮૭૪

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઇ છે.

### મુખ્ય કાયદાની કલમ ૪૩ મુજબ

દર વરસે અગષ્ટ મહીનામાં અગર તેની લગભગ વાડયો છાંટવાની નોટીસો કરવી ને જે માણસ પર એવી નોટીસ આપવામાં આવે તે માણસે જે છાંટણુ થયલું હોય તે પોતાના ખરચથી મ્યુનિશિપાલ ડીસ્ટ્રીક્ટ બાહાર જે જગો સેક્રેટરી પસંદ કરે તે ઠેકાણે લેઇ જઇ નાંખવું.

ધરોને આંકડા વગેરે જડાવવા.

૪૪. કોઈ ઘરની અથવા ઇમારતની બહાર વોલ વર્તમાનસુચક થંભના તારને સારૂ અથવા દીવા સારૂ આંકડા, અને મ્હોટી ગટરમાં અને પાણીના કામમાં યોગ્ય રીતે વા આવવા જવાને સારૂ જરૂર દેખાય તેવી નળીઓ ઉભી કરવાનો અથવા જડવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે. અને તે આંકડા અને નળીઓ એવી રીતે ઉભી કરવી કે તેથી તે ઘરને અથવા ઇમારતને અથવા પાસેનાં કોઇ ઘરને અથવા ઇમારતને ઉપદ્રવ અથવા અડચણ થાય નહિં.

સ્ટ્રીટના નામો લખીને મારવાં અને ઘરો ઉપર નંબર માંડવા

૪૫. દરએક સ્ટ્રીટ જે નામથી ઓળખાવવી હોય તે નામ તે સ્ટ્રીટના દરએક છેડા ઉપરનાં અથવા ખુણા ઉપરનાં અથવા નાકાં ઉપરનાં ઘરનો જે ભાગ સહેજ નજરે પડતો હોય તે ભાગ ઉપર મરાવવાને અથવા રંગ વતે કઢાવવાને, અને હરકોઇ ઇમારતની બાહારને વોલ જે ભાગ સેહેજ નજરે પડતો હોય તે ભાગ ઉપર અથવા તે ઇમારતના વાડાનો દરવાજો રસ્તા ઉપર હોય તે દરવાજા ઉપર વખતે વખતે નંબર મરાવવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે અને તે નામનો અથવા નંબરનો કોઇ માણસ નાશ કરશે અથવા તે કાહાડી નાંખશે અથવા ચેહેરો નાંખશે અથવા મ્યુનિસિપાલિટીએ જે નામ અથવા નંબર માર્યા હોય તે મુકીને બીજું નામ અથવા નંબર મારશે તો તે માણસ, અને તે નંબર કર્યા પછી તે ઘરનો ધણી અથવા ભોગવટો કરનારો તે નંબર પોતાને ખરચે ઠીકઠાક નહીં રાખશે તે ધણી અથવા ભોગવટો કરનારો આ આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

જીર્ણ અને જોખમ પોહોંચાડવા સરખી ઇમારતો.

૪૬. હરકોઇ સ્ટ્રીટમાંનું કોઇ ઘર અથવા ઈમારત અથવા ભીંત અથવા તે ઉપર કાંઇ જડયું હોય તે જીરણ થયું છે. અથવા પડવા જેવું થયું છે, અથવા તે ઘરમાં અથવા ઇમારતમાં રહેનારાઓને અથવા પાસેનાં ઘરને અથવા ઇમારતને અથવા તેમાં રેહેનારાઓને અથવા રસ્તે આવનાર જનાર લોકોને નુકશાન પહોંચે તેવું છે એવું મ્યુનિસિપાલિટીની નજરમાં આવે અને રસ્તે આવનારજનાર લોકોના બચાવ સારૂ કુંડ ભરાવવાની જરૂર દેખાય તે મ્યુનિસિપાલિટીએ યોગ્ય કુંડ તાબડતોબ ભરાવવો; અને તે ઘર અથવા ઇમારત અથવા ભીંત અથવા તે ઉપર જે જડયું હોય તે પ્રસંગ પ્રમાણે પાડવાની અથવા મજબુત કરવાની અથવા દુરસ્ત કરવાની જરૂર હોય તે પ્રમાણે તાબડતોબ કરવા બાબત લખેલી નોટિસ ધણીને અથવા તેમાં રહેનારને અપાવવી, અને એ પ્રમાણે નોટિસ આપ્યા પછી ત્રણ દિવસની અંદર તે ધણી અથવા રહેનારો તે ઘર વગેરેની મરામત કરવાને અથવા તે પાડવાને અથવા તે મજબુત કરવાને

સરૂ કરશે નહીં અને તત્પરતાથી તે કામ પુરૂ કરશે નહીં, તો તે ઘર અથવા ઈમારત અથવા ભીંત અથવા તે ઉપર જે જડયું હોય તે, અથવા તેનો જે ભાગ પાડવાની અથવા તેની મરા મત કરવાની અથવા તે બીજી રીતે મજબુત કરવાની જરૂર દેખાય તે પ્રમાણે મ્યુનિસિપાલિ ટીએ કરાવવું. અને મ્યુનિસિપાલીટીને ખરચ થાય તે સઘળો ઘર વગેરેના ધણીએ અથવા તેમાં રેહેનારે આપવો, અને તે આ આકટમાં આગળ કહેલી રીતે વસુલ કરવો. પણ એવું ઠરાવ્યું છે કે ભય તાત્કાલિક હોય તો બે દિવસની અંદર યોગ્ય ફુંડ ભરવાની ધણીને અથવા રેહે નારને પહેલાં લખેલી નોટિસ આપવાનું મ્યુનિસિપાલિટીની નજરમાં આવે તો આપવી અને નોટિસ પ્રમાણે કરવામાં નહીં આવે તો ઉપર કહ્યા પ્રમાણે કરવાનો મ્યુનિસિપાલીટીએ બંદોબસ્ત કરવો.

ફરસબંધી ઉચકવા બાબત.

૪૭ મ્યુનિશીપાલીટીની લખેલી પરવાનગી લીધા વગર અથવા કાયદાસર બીજા અધીકા ર વગર કોઇ માણસ કોઇ સારવજનિક સ્ટ્રીટની ફરસબં ધી અથવા ગટર અથવા લાદી અથવા બીજુ સામાન અથ વા આડ અથવા ભીંત અથવા થાંભલું કાહાડશે અથવા ઉચ કશે અથવા તેમાં ફેરફાર કરશે અથવા સદરહુ પ્રકારની કોઇ ફરસબંધી અથવા ગટર અથવા લાદી અથવા બીજુ સામાન અથવા કુંડ અથવા ભીંત અથવા થાંભલું કાહાડયા અથ વા ઉચકયા પછી અથવા તેમાં ફેરફાર કરયા પછી નોટીશ આવ્યા કેડે મ્યુનીશીપાલીટીની ખા ત્રી થાય તે રીતે તે પાછું વાલવાને અથવા જેમ હતુ તેમ કરવાને ચુકશે તો તે આ આકટમાં આગળ કહેલી ગુનેહગારીને લાયક થશે, અને તે સ્ટ્રીટ પેહેલાંની પેઠે કરવાનો ખરચ થાય તે તેણે આપવો જોઇએ અને તે ખર્ચ આ આકટમાં આગળ કહેલી રીતે વસુલ કરવો.

પ્રતિબંધકો.

૪૮ હરકોઇ ઠેકાણે આ આકટ અમલમાં આવ્યા પછી કોઇ માણસ કોઇ સારવજનિક સ્ટ્રીટમાં ભીત બાંધશે અથવા કાંઇ આડ અથવા કઠેરો અથ વા થાંભલું અથવા પાયરી અથવા દુકાન અથવા બીજુ કાંઇ ઉત્તંભીત અથવા પદાર્થ અથવા પ્રતિબંધક અથવા સીમાતિ ક્રામક કરશે અથવા ઉભું કરશે અથવા સદરહુ સ્ટ્રીટમાં અથવા સ્ટ્રીટ માંહેની કોઇ ઉઘાડી મોરી અથવા ગટર અથવા મોટી ગટર અથવા નેહેરમા અથવા તે ઉપર કાંઇ પેટી અથવા ગાંસડી અથવા માલનો દાગીનો અથવા બીજી કાંઈ જણશ મુકસે અથવા મુકાવશે તે આ આકટમાં આ ગળ કહેલી ગુનેહગારીને લાયક થસે અને તે પ્રતીબંધક અથવા શીમાતિક્રામક કહાડી નાંખવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે. અને એ પ્રમાણે કહાડી નાંખવાનો ખરચ થાય તે તે કરનારાં અથવા ઉભું કરનારાં માણસે આપવો, અને તે ખરચ આ આકટમાં આગળ કહેલી રીતે વસુ લ કરવાનો અધીકાર છે, અને લોકોને અથવા કોઇ સખશને અડચણ નહીં થાય તે રીતે વાર તેહેવારને દહાડે અને કર્યે પ્રયોજનની વખતે હરકોઇ સારવજનીક સ્ટ્રીટમાં થોડા દહાડા સુધી ઉત્તંભીત કરવા દેવાની અથવા ચાર દહાડા કરતાં વતી નહીં હોય તેટલી મુદત સુધી પે ટાંની સ્ટ્રીટમાં અથવા જગામાં સરપણ શીચી મુકવા દેવાની પરવાનગી આપવાની આ આકટ ના કોઇ ઠરાવથી મ્યુનીસીપાલેટીને મના છે એવું સમજવું નહીં.

## ટીકા.

ખાનગી રસ્તાને અડચણ કરવામાં આવે તેમાં લોકાપકારક કૃત નથી જાનકીનાથ બટાચા ર્જી ૨ વી૦ પ્ર૦ ૮૬

ઘોડો જોડેલ ગાડી અડધો કલાક રસ્તામાં ઉભી રાખી તેથી આ કલમ મુજબ ગુનો નથી કલમ ૪૮ માં જે ચીજો છે તેમાં એનો સમાશ થતો નથી મુંબાઈ હાઇ કોરટ રૂલીંગ તા૦ ૨૪ જાનેવારી સને ૧૮૮૭

સરકારી જમીન દબાવી લીધી પણ સરકાર તથા દબાવનાર વચ્ચે માલકીની તકરાર

છે માટે તેની નકી સફાઇ થતાં સુધી ફોજદારીમાં કામ ન ચાલે હાઇ કોરટ રૂલીંગ તા૦ ૩ મે સને ૧૮૮૮

જો ખાનગી રસ્તો હોય ને શરીઆમ નથી એમ જણાય તો તેની અડચણ દૂર કરવા માજીસ્ટ્રેટે હુકમ ન કરવો બીજારામ ભટાબીજી ૧૫ વીકલી રીપોટ ૬૭

શરીઆમરસ્તો પોહોળો હોય તે હમેશને માટે શાંકડો થાએ તો અપકારક કૃત્ય ગણાય આર્થબોલ્ડ પાને ૯૬૭ રાણી વીરૂધ-ટેલીગ્રાફ કંપની.

મરામત વીગેરે કરતી વખતે કુંડ ભરવો.

૪૯ હરકોઇ ઇમારત બાંધવાનો અથવા ભાગવાનો અથવા તેના બહારના ભાગમાં ફેરફાર કરવાનો અથવા તેની મરામત કરવાનો કોઇ માણસનો ઇરાદો હોય, અને તે કામથી કોઇ સ્ટ્રીટને પ્રતીબંધક અથવા ધાસ્તી અથવા અડચણ થાય તો તે માણસે તે કામ સરૂ કરવા પેહેલાં અને કુંડ ભરવા સારૂ મ્યુનીસીપાલીટીની પહેલાં લખેલી પરવાનગી લઇને જે ઇમારતનું સદરહુ પ્રમાણે કામ ચાલતું હોય તે ઇમારત સ્ટ્રીટથી જુદી રાખવા સારૂ જોઇએ તેવો કુંડ અથવા આડ ભરાવવી. અને લોકોના બચાવ શારૂ અથવા અડચણ નહી પડવા દેવા સારૂ જેટલી મુદત સુધી તે કુંડની અથવા આડની જરૂર હોય તેટલી મુદત સુધી કમીશનરની ખાત્રી પ્રમાણે તે કુંડ અથવા આડ ઉભી રાખીને સારી હાલતમાં રાખવી. અને રાત્રે તે કુંડની અથવા આડની નજીક જોઇએ તેટલું અજવાળું કરાવવું, અને મ્યુનીશીપાલેટી હુકમ કરે ત્યારે તે કુંડ અથવા આડ કહાડી લઇ જવી. આ કલમના ઠરાવ વીરૂધ રીતે કોઇ માણસ ચાલશે તો તે આ આકટમાં આગળ કહેલી ગુનેહગારીને લાયક થશે.

મરામત વીગેરે કરતી વખતે કુંડ ભરવા અને દીવા કરવા.

૫૦ જે સ્ટ્રીટોનું અથવા મ્હોટી ગટરોનું અથવા મોરીઓનું અથવા બીજી કોઇ જગાઓનું ધણીપણું મ્યુનીશીપાલેટીની પાસે આવ્યું હોય તેમની કોઇ સ્ટ્રીટ અથવા મોહોટી ગટર અથવા મોરી અથવા બીજી જગા બાંધતી વખતે અથવા તેની મરામત કરતી વખતે મ્યુનીશીપાલેટીએ આસપાસના ઘરોને અથવા ઇમારતોને ટેકા આપીને જોખમ નહી લાગવા બાબત ઠીક બંદોબસ્ત રાખવો; અને તે કામ ચાલતું હોય ત્યારે ગાડીઓ અથવા ગાડાં અથવા બીજાં વાહનો અથવા ઢોરો અથવા ઘોડા આવવા જવાની મના કરવા સારૂ પોતાની નજરમાં આવે તેવા દાંડા અથવા સાંકળો અથવા થાંભલાં હરકોઇ સ્ટ્રીટમાં આડા અથવા સ્ટ્રીટમાં રોપાવવાં; અને સ્ટ્રીટમાંની મ્હોટી ગટર અથવા મોરી અથવા બીજું કામ બાંધતા હોય અથવા તેની મરામત કરતા હોય ત્યારે મ્યુનશીપાલેટીએ ત્યાંહાં રાત્રે જોઇએ તેવું અજવાળું કરાવવું અને પોહોરો રખાવવો. અને મ્યુનીશીપાલેટીના હુકમ અથવા અનુંમત વગર કોઇ માણસ તે દાંડામાંનો કાંઇ દાંડો અથવા સાંકળોમાંની કાંઇ સાંકળ અથવા થાંભલાઓમાંનું કાંઇ થાંભલું કહાડી નાંખસે અથવા તેમાં કાંઇ ફેરફાર કરશે અથવા કાહાડી લઇ જશે. અથવા દીવા કહાડી નાંખશે અથવા હોલવશે તો તે આ આકટમાં આગળ કહેલી ગુનેહગારીને લાયક થશે.

પરવાનગી સિવાય સ્ટ્રીટમાં ઇમારતી લાકડાં મુકવાં નહી અથવા ખાડા ખોદવા નહીં.

૫૧. કમીશનરની લખેલી પરવાનગી વગર કોઇ માણસે કોઇ સ્ટ્રીટમાં ઇમારતી લાકડાં અથવા ઇમારતનું સામન મુકવું નહી અથવા ખાડો ખોદવો નહી; અને સદરહુ પ્રકારની પરવાનગી મ્યુનીસીપાલીટીની નજરમાં આવશે ત્યારે બંધ થશે અને તેવી પરવાનગી કોઇ માણસને આપી હોય ત્યારે તે સામાન કહાડી લઇ જાય ત્યાં સુધી અથવા મ્યુનીશીપાલીટીની ખાત્રી થાય તે રીતે ખાડો પૂરી નાંખે અથવા બીજી રીતે દૂર

ત્તા ઠરે ત્યાં સુધી તે માણસે પોતાના ખરચથી જરૂર હોય તેવો તે સામાનને અથવા ખાડાને કુંડ ભરાવીને ઘેરી લેવડાવવો; અને રાત્રે જરૂર હોય તેવું તાંદાં અજવાળું કરાવવું. જેકોઇ માણસ આ કલમના ઠરાવ વીરૂધ રીતે ચાલશે તે આ આકટમાં આગળ કહેલી ગુનહેગારીને લાયક થશે.

## ટીકા।

ઇમારતી સામાન બાબત દંડ થએલો તેપર અપીલ કીધી તે ડીસ્ત્રીક્ટ મેજીસ્ટ્રેટ સાહેબે ન સાંભળી તે બાબત ડીસ્ત્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબનો હુકમ રદ કરી કામદેસર કામ ચલાવવા ઠરૂ તા૦ ૮ મારચ સને ૧૮૮૮ નું મુંબાઇ હાઇકોરટનું રૂલીંગ

**ભયકારક ઠેકાણું.**

૫૨ જોઇએ તેવી મરામત નહીં કર્યાને લીધે અથવા બચાવનો બંદોબસ્ત નહીં કરયાને લીધે અથવા કુંડ વીગેરે નહીં ભરાવી લીધાને લીધે આવનારા જનારા માણસોને ફલાણી જગાથી જોખમ પોહોચે તેવું છે. એવું મ્યુનીશીપલીટીની નજરમાં આવે તો તે ભય ટાળવા સારૂ ચોવીશ કલાકમાં તે જગાની મરામત કરવાનું અથવા તેને કુંડ વિગેરે ભરવાનું અથવા બચાવનો બંદોબસ્ત કરવાનું તે જગાના ધણીને લખેલી નોટીસ આપીને ફરમાવવાને મ્યુનીસીપાલીટી મુખત્યાર છે.

## ટીકા.

એક કુવો રસ્તાથી ફુટ ૮ દુર એક જણના ઘર પાસે હતો તેને કઠેરા કરાવવાની તકરારમાં નામદાર મદરાશ હાઇ કોરટે ઠરાવ્યું કે આ કઇ પબલીક રસ્તો નથી અને તે રસ્તાની બાજુપર થઇને માણસ જવાને બંધાએલ નથી તેથી સજા રદ કરી તા૦ ૨૩ ફેબરવારી ૧૮૮૩

નામદાર મુંબાઇ સરકારનો ઠરાવ ન. ૧૩૭૫ તા૦ ૧૩ જુન સને ૧૮૭૭ મ્યુનીશીપાલેટીને કઠેરાની નોટીશ આપવાની સત્તા ન આપવી માજીસ્ટ્રેટ પાસે રેવી જોઇએ.

**ધુળ વગેરે નાંખવા બાબત.**

૫૩ **રકમ ૧ લી**—મ્યુનીસીપાલિટી જે જગા તથા રીત અને વખત ઠરાવે તે શીવાય બીજી કોઇ સ્ટ્રીટમાં અથવા કોઇ સાર્વજનીક બાણુ ઉપર અથવા જેટી* ઉપર અથવા ઉતરવાની જગાએ અથવા ભરતીનું પાણી જ્યાંહસુધી ચઢે છે તેની નીશાણીની ઉપરના કે નીચેના સમુદ્ર કિનારાના હરકોઇ ભાગ ઉપર અથવા જે નદીને ભરતી ઓટ થતી હોય તે નદીના કાંઠાના હરકોઇ ભાગ ઉપર જે કોઇ માણસ ધુળ અથવા કચરો અથવા છાણ અથવા લાદ અથવા રાખ અથવા વાડિમાંનો અથવા રસોડાનો અથવા તબેલામાંનો કચરો અથવા હરકોઇ પ્રકારનો ગોબ્જવાડ અથવા જીવજંતુ સબંધી હરકોઇ પદાર્થ અથવા કાચનું અથવા ચીનાઈ માટીનું ફુટી ગએલું કોઇ સામાન અથવા બીજો કોઇ કચરો પુંજો અથવા જે બીજો કોઇ પદારથ લોકાપકારક કૃત્ય હોય અથવા લોકાપકારક કૃત્ય થઇ શકે તે પદારથ નાંખશે અથવા પોતાનાં કુટંબમાંનાં અથવા ઘરમાંનાં કોઈ માણસ પાસે નંખાવશે અથવા તેને નાંખવા દેશે અને જે કોઇ માણસ કોઇ સારવજનીક સ્ટ્રીટમાં ઝાડો પેશાબ કરશે અથવા પોતાનાં કુટંબમાંનાં અથવા ઘરમાંના કોઇ માણસને કરવા દેશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

**રકમ ૨ જી**—હરકોઈ મોટી ગટરમાં અથવા મોરીમાં અથવા કલવર્ટમાં અથવા વિવર મારગમાં અથવા ગટરમાં અથવા પાણીના મારગમાં અથવા તેને મેળવી દીધેલા હરકોઇ નળમાં ઉપર કહેલો કોઇપણ પદારથ અથવા મ્યુનીસિપાલિટીની પરવાનગી વગર નરક જે કોઇ માણસ નાંખશે અથવા ઘાલશે અથવા પોતાનાં ઘરમાંનાં કોઇ માણસ પાસે નખાવશે અથવા ઘલાવશે અથવા તેને તેવું કરવા દેશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

## ટીકા.

અપકારક કામ છે એવું જણાઇ ન આવતું હોય તો તે વાત શાબીત કરવામાં પુરાવો જોઇએ. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૪ જુન સને ૧૮૮૬

---

* જેટી એક જાતનો ડકો.

સને ૧૮૬૭ ના આક્ટ ૭ પર ફેંસલો કે—જાહેર રસ્તાપર પીસાબ કરવો એ ગુનો છે તોપણુ તેથી લોકોને ઉપદ્રવ થઆનો પુરાવો હોય તો ગુનો છે. મુંબાઈ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૧ અકટોબર સને ૧૮૮૬

નીશાળીઆએ રસ્તામાં પેશાબ કીધો તે નીશાળ છુટા પછી શીક્ષકના તાબામાં નથી. એવી બાબતમાં તાકીદ હુકમ ફરીઆદી મેળવી શકે. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦૬ મેએ સને ૧૮૮૬

રસ્તાપર છાણુ સકવવા મુકે તે ગુનો નથી તેથી ખરેખરો અપકાર થવો જોઇએ તેમ નથી તા૦ ૮ જુલાઇ સને ૧૮૮૬ મુંબાઇ હાઇકોરટ રૂલીંગ.

ઢોર જેણે ગલીમાં કીધાં તે ઘરનું માણુસ નથી માટે સજા રદ. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૭ સપટેમ્બર સને ૧૮૮૮

જાહેર રસ્તાપર દેહ ધરમ કીધો—કલમ ૨૯૦ પર ફેંસલો તેથી ઉપદ્રવ થયાનો પુરાવો હોય તોજ તે ગુનો છે મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૯ મેએ સને ૧૮૮૪

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ થઇ છે.

**મુંબઇ કાયદાની કલમ ૫૩ મુજબ**

આ કલમમાં કચરો અથવા બીજી ચીજે નાંખવાની જગાઓ મુકરર કરવામાં આવી હોય તેમાં નાંખવો અથવા કચરો નાંખવાની મ્યુનસીપાલેટીએ નામેલી ડેપોમાં જઈ નાંખવો.

હર વરસે ઓગષ્ટ મહીનામાં અથવા તેની લગભગ તનદુરસ્તીમાં બીગાડ કરે એવી વનસ્પતિ ઉગેલી હોય તે કાપવાની નોટીસો આપવી. અને તે પ્રમાણે કરવાને જે સખસને નોટીસ મળી હોય તેને તે વનસ્પતિ પેટા કાનુન ૧૦ માં વાડ વીગેરના છાંટણુ લેઇ જવાની જે રીત બતાવી છે, તેજ રીતે લેઇ જવી.—

મ્હોટી ગટર વગેરેમાંનું પાણી છોડી દેવું.

૫૪ હરકોઇ ટાંકીનું અથવા મ્હોટી ગટરનું પાણી અથવા પોતાની જગામાંની અથવા જમીનમાંનો બીજો ગોજો પ્રવાહી પદારથ અથવા બીજો પદારથ હરકોઇ સ્ટ્રીટ ઉપર જાય અથવા વેહે અથવા ઉડે પડે અથવા સ્ટ્રીટમાં ભીનમાંની ઝરપે તેવું જે કોઇ કરશે અથવા કરાવશે અથવા થવા દેશે તે અથવા મ્યુનીસિપાલીટીની લખેલી પરવાનગી વગર કોઇપણ મહોટી ગટરમાંથી અથવા સંડાસમાંથી ગોજો પદારથ હરકોઈ સ્ટ્રીટમાંના ઉઘાડા નળમાં જાય અથવા વેહે અથવા પડે તેવું કોઇ કરશે અથવા કરાવશે અથવા થવા દેશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

ગોજવાડ વગેરે નહી કાઢી નાખવા બાબત.

૫૫ કોઇ માણુસ કોઇ ઇમારતનો અથવા જમીનનો ધણી અથવા ભોગવટો કરનારો હોય તે માણુસ તે ઇમારતમાં કે ઇમારત ઉપર અથવા જમીનમાં કે જમીન ઉપર કાંઇ કચરો અથવા છાણુ અથવા લાદ અથવા હાડકાં અથવા રાખ અથવા નરક અથવા ગોજવાડ અથવા હરકોઇ ઉપદ્રવકારક અથવા ગોજો પદારથ ચોવીસ કલાક કરતાં વતીવાર સુધી રાખશે અથવા રાખવા દેશે અથવા યોગ્ય પાત્ર શીવાય બીજી રીતે રાખશે અથવા રાખવા દેશે અથવા સદરહું પાત્ર ગોજી અથવા ઉપદ્રવ કારક સ્થિતિમાં રેહેવા દેશે અથવા તેમાંથી ગોજવાડ કાહાડીને તે સાફ અને ચોખું કરવાની યોગ્ય તજવીજ કરવાની ગફલત કરશે અથવા સદરહું ઇમારતમાં કે ઇમારત ઉપર અથવા જમીનમાં કે જમીન ઉપર કાંઇ જનાવર લોકાપકારક કૃત્ય થાય તેવી રીતે રાખશે અથવા રાખવા દેસે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

## ટીકા

ઘરમાં વશનારો હોય તે છતાં પોતાની માલકી જમીનમાં ગંદકી રાખે તો ગુનો કહેવાય

નામદાર મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૯ આગષ્ટ સને ૧૮૮૮

કોઇ જગ્યે દુરગંધ ઉઠતી હોય તેથી તદુરસ્તીમાં બગાડ થાય તેવું નહી હોય પણ ઇંદ્રી ને તેથી કંટાલો છુટે એવું હોય તો તે દુરગંધી ખશેડવાના કારણસર પુરતુ છે. રાણી વીરૂધ નેલ આરચ બેલ્ડ પાને ૯૫૭

દુરગંધી ખશેડવાના કારણસર ઘણા વરસથી એ પ્રમાણે છે એવો બચાવ થઇ શકે નહી. રાણી વીરૂધ કેશ આરચ બેલ્ડ પાને ૯૫૭ કલકત્તાના પરાનો મ્યુનીસીપાલ કમીશનર વી રૂધ મહમદઅલી.

બીજાં ઘણાં અપકારક કામ પડોશમાં થાએ છે. એવો બચાવ થઇ શકે નહી. રશલ ઓન કાઇમશ પુસ્તક ૧ લુ પાને ૪૩૭

નરક કહાડી લઇ જવા બાબત

૫૬. નરક અથવા તેવો બીજો ગોબ્જો પદારથ ફલાણીજ વખતમાં લઈ જવો તે વાત કાયદાસર છે એવું વખતે વખતે ઠરાવવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે. અને મ્યુનિસિપાલિટી એ પ્રમાણે વખત ઠરાવીને તેની નોટિસ દેઈ પીટીતાને પ્રસિદ્ધ રીતે આપે ત્યાર પછી કોઇ સ્ટ્રીટમાંથી ઠરાવેલી વખત સિવાય બીજી વખતે સદરહુ પ્રકારનો ગોબ્જો પદારથ કોઇ માણસ લઇ જશે અથવા લઇ જવરાવશે તે અને સદરહુ પ્રમાણે મ્યુનિસિપાલિટીએ વખત ઠરાવી હોય અથવા નહીં હોય તોપણ હરકોઇ વખતે કોઇ માણસ માહેનો પદારથ અથવા ગંધબહારનહીં નિકળે તેવાં બરાબર ઢાંકણાં વગરનું ગાડું અથવા ગાડી અથવા પાત્ર અથવા વાસણ અથવા સદરહુ કામ સારૂ વાપરશે તે, અથવા એવો ગોબ્જો પદારથ કહાડી લઇ જતાં જાણીજોઇને અથ વા બેપરવાઇથી નાંખશે અથવા ઢોળશે તે અથવા જે જગાએ એવો ગોબ્જો પદારથ પડયો હોય અથવા ઢળ્યો હોય તે જગ્યા ધ્યાન રાખીને વાળીને સાફ કરશે નહીં તે, અથવા જે વાસણમાં એવો ગોબ્જો પદારથ હોય તે વાસણ કાઇ પ્રસિદ્ધ જગાએ માંડશે અથવા મુકશે તે, અથવા એવો ગોબ્જો પદારથ લઇ જવા સારૂ પ્રસિદ્ધ રીતે નોટિસ આપીને વખતે વખતે સ્ટ્રીટ અથવા માર્ગ ઠરાવે તે મુકીને બીજી સ્ટ્રીટે અથવા માર્ગે સદરહુ પ્રકારનાં હરકંઇ કામે લગાડેલું ગાડું અથવા ગાડી હંકશે અથવા હંકાવશે અથવા ગાડું અથવા ગાડી અથવા પાત્ર અથવા વાસણ લઇ જશે અથવા લઇ જવડાવશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

હલાલખોરની ચાકરી

૫૭. **રકમ ૧ લી**—કોઇ ઇમારતનો અથવા જમીનનો ભોગવટો કરનારને અથવા ભોગ વટો કરનારાઓને અથવા મ્યુનીસીપાલ ડિસ્ત્રિકટમાંના અથવા ડિસ્ત્રિકટના મંજુર કરેલા ભાગમાંના સઘળા ભોગવટો કરનારા ઓને નોટિસ આપ્યા પછી મ્યુનિસિપાલિટી, સદરહુ ઇમાર ત સંબંધી અથવા જમીન સંબંધી અથવા ડિસ્ત્રિકટ સંબંધી ભાગ સંબંધી અથવા હલાલખોરોએ હમશાં જે કામો કરવાં તે કામો પોતાનાં માણસો પાસે કરાવવાને અને તે પ્રમાણે યોગ્ય બંદોબ સ્ત કરવાને મુખત્યાર છે.

**રકમ ૨ જી**—મ્યુનિસિપાલિટીએ સદરહુ પ્રકારનો બંદોબસ્ત કર્યો હોય ત્યારે જે ઇમારત નું અથવા જમીનનું સદરહુ પ્રમાણે કામ કરવામાં આવતું હોય તે ઇમારતનો અથવા જમીનનો ભોટવટો કરનાર અથવા ભોગવટો કરનારાઓ અથવા જે ડીસ્ત્રિકટ બાબત અથવા ભાગ બાબત સદરહુ પ્રકારની નોટિસ આપી હોય તે ડીસ્ત્રિકટમાંની અથવા ભાગમાંની ઇમારતનો અથવા જ મીનનો ભોગવટો કરનારાં સઘળાં માણસો સદરહુ મ્યુનિસિપાલીટીની ઠાનુનો પ્રમાણે સદરહુ કા રણો સારૂ જે કાંઇ વિશેષ કર બેસાડવામાં આવશે તે આપવાને પાત્ર થશે.

ગોઝી ઇમારતો વગેરે

૫૮. કાંઇ ઇમારત અથવા જમીન વાપરવા લાયક હોય કે બીજી રીતની હોય તેનો ધણી અથવા વાપરનારો તેને ગોઝી અને ઉપદ્રવકારક સ્થિતિ માં રહેવા દેસે, અથવા તે ઇમારતથી અથવા જમીનથી પા

સે રહેનારા લોકાને ઉપદ્રવ થાય છે એવું મ્યુનિસિપાલિટીની નજરમાં આવે તેવી સ્થિતિમાં રહેવા દેસે અથવા તે ઉપર ઉપદ્રવકારક ઘાસ વગેરે જંગલ થઇ જવા દેશે અને તે સાફ અથવા સ્વચ્છ કરવા બાબત અથવા બીજી રીતે યોગ્ય સ્થિતીમાં રાખવા બાબત મ્યુનિસિપાલીટી લખીને નોટિસ આપે ત્યારપછી તેમાં ફરમાવ્યા પ્રમાણે ૨૪ કલાકમાં નહીં કરશે તાતે આ આક્ટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે. પણ એવું ઠરાવ્યું છે કે તે ઘર અથવા ઇમારત માણસને રહેવા લાયક સ્થિતીમાં નથી એવું મ્યુનિસિપાલિટીની નજરમાં આવશે તાતે તે પ્રમાણે લાયક થાય ત્યાંહાં સુધી તે તે કામ સારૂ વાપરવાની મના કરવાનો મ્યુનિસિપાલિટીને અધિકાર છે.

ઇમારતોમાં પેશીને જોવા વગેરેનો અધિકાર.

૫૯. આ આક્ટમાં આગળ કહ્યા પ્રમાણે નોટિસ આપીને સઘળી ઇમારતોમાં તથા જમીનમાં સૂરજ ઉગે ત્યારથી તે સૂરજ આથમે ત્યાંહાં સુધીમાં ગમે તે વખતે પેશીને જોવાનો, અને લોકોની તબીયત ઠીક રાખવા સારૂ તે સર્વને અથવા તેના કોઇ ભાગને માંહેથી અને બહારથી તુરત ચુનો ધોળાવાનું અને તે બીજી રીતે સાફ કરવાનું લખેલી નોટિસ આપીને ફરમાવવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે અથવા તે કામ સારૂ મ્યુનિસિપાલિટીએ જે અમલદારને નીમ્યો હોય તે અમલદારને છે.

નહાવાની જગા.

૬૦. જોઇયે તેટલી સાર્વજનિક જગા અથવા સમુદ્ર કિનારાનો જે ભાગ ખાનગી મીલકત નહીં હોય તે ભાગ નહાવાના કામમાં વાપરવા સારૂ ઠરાવી આપવાનો અધિકાર અને લોકોને નાહાવાને જોઇએ તેટલાં વગ પડતાં તળાવો અથવા વેહેળા પણ ઠરાવી આપવાનો અધિકાર, અને જનાવરો અથવા કપડાં ધોવા સારૂ અને લોકોની તંદુરસ્તી તથા સ્વચ્છતા અને સુખ સંબંધી બીજાં કારણ સારૂ તળાવો અથવા હોજો અથવા વેહેળા પણ ઠરાવી આપવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

પાણી ખરાબ કરવું

૬૧. આ આક્ટની ૬૦ મી કલમ પ્રમાણે મ્યુનિસિપાલિટીયે કાંઇ હુકમ કર્યો હોય તે નહીં માનીને કોઇ માણસ મ્યુનિસિપાલિટીના કોઇ વહેળામાં અથવા તળાવમાં અથવા હોજમાં અથવા કુવામાં અથવા ટાંકીમાં અથવા નળમાં અથવા નેહેરમાં નાહાશે, અથવા તેમાં કાંઇ જનાવર અથવા પદાર્થ ધોશે અથવા ધોવરાવશે, અથવા તેમાં કાંઇ જનાવર અથવા પદારથ ફેંકશે અથવા નાંખશે અથવા ઝોકાવશે અથવા પેસાડશે, અથવા જે પદારથ લોકાપકારક કૃત્ય હોય અથવા લોકાપકારક કૃત્ય થાય તેવો હોય તે પદારથ તેમાં વેહે તેમ કરશે અથવા વેહેવા દેશે, અથવા તેમાં આણાવશે અથવા આણવા દેશે અથવા સદરહુ પ્રકારનું કાંઇ પાણી જેણે કરીને કાંઇક ખરાબ થાય અથવા બગડે એવું કાંઇ કામ કરશે અથવા કોઇ માણસ મ્યુનિશિપલ ડીસ્ત્રીક્ટમાંના કોઇ તળાવનું અથવા વેહેળાનું અથવા ચરનું, જીવજંતુ સબંધી અથવા વનસ્પતી સબંધી અથવા ખનીજ પદાર્થ સબંધી કાંઇ જણસથી ગોજુ થાય તેવું હોય અથવા લોકાપકારક કૃત થાય તેવું હોય તે જણસ તે તળાવમાં અથવા વેહેળામાં અથવા ચરમાં મ્યુનિસિપાલિટીની પરવાનગી વગર બીજવશે તેની ઉપર તે વાત માજીસ્ટ્રેટની આગળ સાબીત થશે તો તે આ આક્ટમાં આગળ કહેલી ગુન્હેગરીને લાયક થશે.

## ટીકા

નદીમાં લુગડાં બાયડીએ ધોયાં. ધણીને સજા થઇ, ધણીને હેરા પેહટથી છોડી દીધો કે ધણીએ કંઇ તે મના કીધેલ જગોપર ધોવાને કહ્યું નોતું. તા૦૨૦ અગસ્ટ સન ૧૮૮૮ મુંબાઇ હાઇકોર્ટ રૂલીંગ.

કાંકરીઆ તળાવમાં નાવું નહી તથા પાંણી ખરાબ કરવું નહી. અમદાવાદ મ્યુનિસિપાલિટીનું જાહેરનામુ તા૦ ૧૧ અકટોમ્બર સન ૧૮૮૪.

મ્યુનિસિપાલીટીના હોજના અંદર કોઇએ નાવું અથવા ધોવું નહી. અમદાવાદ મ્યુનિસિપલિટીનું જાહેરનામું તા૦ ૧૯ અકટોમ્બર સન ૧૮૭૭

ભાવસાર વગેરેએ રંગેલા કપડાં સાંજના ૭ કલાકથી તે સવારના ૭ કલાક સુધીમાં ધોવાં નહી અમદાવાદના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનુ જાહેરનામું તા૦ ૨૭ મારચ સન ૧૮૮૭ ખડકધારે શેહરના આરાથી બેરાંમપર સુધીને માટે છે. જાહેરનામું ફીરાવવાના સજા ન થઇ શકે હાઇકોરટ રૂલીંગ તા૦ ૩૧ અગષ્ટ સન ૧૮૭૧

લોકાપકારક કૃત્ય ઓછું કરવું.

૬૨. જે ખાબોચીયું અથવા ચર અથવા તળાવ અથવા તળાવડી અથવા કુવો અથવા ખાડા અથવા નહાર અથવા એકઠું થઇને ભરાઇ રહેલું ગંધાતું પાણી કોઇના ખાનગી વાડામાં હોય કે બીજે ઠેકાણે હોય તેથી લોકોની તબિયત બગડે અથવા પડોશીઓને ઉપદ્રવ થાય તેવું છે એવું મ્યુનિસિપાલીટીની નજરમાં આવે ત્યારે તે સાફ કરવાનું અથવા પુરી નાંખવાનું અથવા તેમાંથી પાંણી કાઢી નાંખવાનું અથવા તે કાઢી નાંખવાનું અથવા લોકાપકારક કૃત્ય ઓછું કરવાને અથવા કાહાડી નાંખવાને જે બંદોબસ્ત કરવાની પોતાના અભિપ્રાય પ્રમાણે જરૂર હોય તે બંદોબસ્ત કરવાનું તેના ધણીને લખેલી નોટીસ આપીને ફરમાવવાને મ્યુનિસિપાલીટી મુખત્યાર છે.

ગંધાય તેવું ખાતર વીગેરે વાપરવા બાબત.

૬૩. મ્યુનિસિપાલીટીની લખેલી પરવાનગી વગર અને તે પરવાનગીમાં કાંઈ રીત કહી હોય તો તે રીત વગર બીજી રીતે જે કોઇ માણસ નરક અથવા ગંધ આવે તેવું ખાતર અથવા બીજી જણસ ભરી રાખશે. અથવા વાપરશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

## ટીકા.

જે ખાડામાં કચરો પુર્જો. એટલે ખાતર નાંખતો હોય તો તેને માટે માજીસ્ટ્રેટથી કંઇ થઇ શકે નહી ફરીઆદીએ દીવાનીમાં દાદ માગવી. શામદાસ વી૦ ભોળાદાસ ૧ વી. રી. પ્ર. ૩૨૪.

ઢોરોને દોરીએ બાંધીને ચરવા છોડવા વગેરે બાબત.

૬૪ જે કોઇ માણસ કોઇ સાર્વજનિક સ્ટ્રીટમાં જતાં આવતાં લોકોને અડચણ થાય અથવા તેઓ જોખમમાં આવે તેવી રીતે તેમાં ઢોરોને અથવા બીજા જનાવરોને બાંધશે અથવા પોતાના કુટુંબમાંનાં અથવા ઘરમાંનાં કોઇ માણસ પાસે તેવું કરાવશે અથવા તેવોને તેવું કરવા દેશે અથવા રખવાળ વગર સદરહુ જનાવરોને સુનાં મુકશે અથવા સુનાં રેહેવા દેશે તે આ આકટમાં આગળ કહેલી ગુન્હેગારીને લાયક થશે.

## ટીકા.

સન ૧૮૬૭ ના આકટ ૭ મુજબ મ્યુનિસિપાલીટીના શાંક્ષન સિવાય માજીસ્ટ્રેટ કામ ચલાવી શકે. મુંબાઇ હાઈકોરટ ફોજદારી રૂલીંગ તા૦ ૧૪ ડીસેમ્બર સન ૧૮૮૭.

ધુમાડો બાળી નાંખવો.

૬૫ મ્યુનિસિપાલ ડિસ્ત્રીકટની હદમાં કાંઈ પણ વેપાર અથવા કારખાનું અલાવવા સારૂ જે કારખાનું અથવા ઇમારત વાપરવામાં આવી હોય તે કારખાનામાં અથવા ઇમારતમાં ઉપીયોગમાં આવેલી અથવા આવવાની દરએક ભઠીમાંથી ધુમાડો નિકળે તે બળી જાય અથવા જેમ બને તેમ ઓછો થાય એવી રીતે તે ભઠ્ઠી સઘળે પ્રસંગે બાંધવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો હુકમ જાહેર નોટિસ આપીને ફરમાવવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે, પછી તે વેપારમાં અથવા કારખાનામાં બાફના સંચાનો ઉપીયોગ કર્યો હોય કે નહી હોય તે વાતની ચિંતા નથી, અને સદરહુ હુકમ મના પ

છી પોતાનો ધુમાડો બાળી નાંખે તેવી રીતે બાંધ્યા વગરની અથવા ફેરફાર કરયા વગરની ભઠ્ઠી કોઇ માણસ વાપરશે અથવા વાપરવા દેશે, અથવા સદરહું પ્રકારની કોઇ ભઠ્ઠીમાંથી ધુમાડો નીકળે તે ઠીક બળી જાય નહી, તેવી રીતે ભઠ્ઠી ગફલતથી વાપરશે અથવા વાપરવા દેશે તો સદરહુ પ્રમાણે ગુન્હો કરનાર દરએક માણસ તે જગાનો ધણી હોય અથવા ભોગવટો કરનારો હોય તેની ઉપર, અથવા તે ધણીએ અથવા ભોગવટો કરનારે તે કામનોવહિવટ કરવા સારૂ રખેલો મુખત્યાર હોય અથવા બીજું માણસ હોય તેની ઉપર તે ગુન્હો માજીસ્ત્રેટની આગળ સાબિત થશે તો તે ઘણામાં ઘણા સો રૂપીઆ સુધી દંડને લાયક થશે, અને ત્યાર પછી તેની ઉપર જેટલી વાર ગુન્હો સાબિત થસે તેટલી વાર અગાઉ ગુન્હો સાબિત થયા પછી દંડ થયો હશે તેથી બમણા દંડને લાયક થશે. પણ એવું ઠરાવ્યું છે કે લેઠાની સડક ઉપરની રાહદારીના કામ સારૂ અથવા રસ્તાની મરામત સારૂ લોકોમોટિવ એનજીન ( આગની ગાડી ) વપરાતી હોય તેને આ કલમનો કોઇ ઠરાવ લાગુ છે એવું સમજવું નહી.

બજારોને તથા કશાઇ ખાનાંઓને પરવાના આપવા બાબત.

૬૬ રકમ ૧ લી—જે સારવજનિક બજારો અથવા કસાઇખાનાં મ્યુનીસીપાલીટીએ બાંધ્યાં હોય અથવા ચાલું કરયાં હોય અથવા જે બીજી બજારોને અથવા કસાઇખાનાંઓને મ્યુંનીશીપાલીટીએ લખેલા પરવાના આપ્યા હોય તે શીવાય મનુષ્ય ભક્ષ જનાવરોની તથા માંસની તથા માંછલીની તથા ભાજીપાલાની બજાર સારૂ અથવા કસાઇખાનાં સારૂ બીજી કાંઇ જગા વાપરવી નહી એવો હુકમ કરવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે. સદરહું પ્રકારના પરવાના સઘળા માણશોને અથવા આશામીઓને વખતે વખતે આપવાને અથવા નહીં આપવાને અથવા આપ્યો હોય તે પાછો લેવાને મ્યુનીશીપાલેટી મુખત્યાર છે.

રકમ ૨ જી—જે કોઇ માણસ સદરહુ હુકમ વીરૂધ અથવા સદરહુ પરવાના વગર સદરહુ પ્રકારના કાંઇ જનાવરો અથવા માલ વેચશે અથવા વેચવાને માંડી મુકશે અથવા કાંઇ જગા કસાઇખાનાં પ્રમાણે વાપરસે તે આ આકટમાં આગળ કહેલી ગુનેહગારીને લાયક થશે

## ટીકા

કશાઇ લોકો—ખાટકીવાડમાં રોગી ઢોર લઇ ગયા તે કંઇ કાપવાનું ઘર નથી—માટે ગુનો નથી મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૦ જુન સને ૧૮૮૯

રાજા પખા ખાજીના કામમાં મુંબાઇ હાઇ કોરટ તા૦ ૫ ફેબરવારી શને ૧૮૮૫ વાલમ ૯ પાનું ૨૭૨ તથા મગન હરજીવન વીગરે તા૦ ૧૨ અગષ્ટ સને ૧૮૮૬

ઘરના ઓટલાપર શાક વેચ્યુ તે દુકાન છે બજાર નથી માટે તે જગો ઉપર વેચવાની મના થઇ શકે નહીં. મુંબાઇ હાઇકોરટ તા૦૧૨ આગષ્ટ સને ૧૮૮૬ ઇ. લા.રી. ૧૦૬ વા. ૧૧

બજારો તથા કસાઇખાનાં ચાલું કરવાં તથા બંધ કરવા અને ભાડું આપવાં.

૬૭ રકમ ૧ લિ—હરકોઇ સારવજનીક બજાર અથવા કસાઇખાનું વખતે વખતે ચાલું કરવાનો અથવા બંધ કરવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે. સદરહુ પ્રકારની કાંઇ બજાર અથવા કસાઇખાનુ કોઇ માણશ વાપરે તે બાબત દુકાનનું ભાડું અથવા બીજુ ભાડું અથવા ફી લેવાનો અથવા સદરહુ બજારમાંની અથવા કસાઇખાનાંમાની કોઇ દુકાનના અથવા જગાના કબજા ભોગવટાનો હક અથવા સદરહુ પ્રકારની હરકોઇ બજાર અથવા કસાઇખાનું બીજી રીતે વાપરવાનો હક વખતે વખતે જાહેર લીલામ કરીને અથવા બીજી રીતે વેચવાનો પણ અધીકાર મ્યુનીસીપાલીટીને છે.

રકમ ૨ જી—જે કોઇ માણશ મ્યુનીશીપાલીટીની પરવાનગી વગર અથવા પરવાના વગર સદરહુ બજારમાં કાંઇ પણ જણશ વેચસે અથવા વેચવાને માંડી મુકસે અથવા સદરહુ કસાઇખાનું વાપરસે તે આ આકટમાં આગળ કહેલી ગુનેહગારીને લાયક થશે.

## ટીકા

આ કલમ પ્રમાણે ઘરમાં માંશ વેચ્યું તે શારવજનીક બજાર નથી માટે ગુનો નથી તા૦ ૩ અગષ્ટ સને ૧૮૮૮ મુંબાઇ હાઇકોરટનું રૂલીંગ

મુંબાઇ હાઇકોરટ ફોજદારી રૂલીંગ તા૦ ૩ અગષ્ટ સને ૧૮૮૮ કોટલાપર જગણુવાર માટે માંશ કાપ્યું તેથી તમામ જાતના લોકોને અથવા અડોશી પડોશીને લોકાપકારક કૃત થયું નથી તેથી ગુનો અપકારક કૃતનો ન ગણાએ શીક્ષા રદ કીધી.

પ્રકૃતી બગડે તેવી જણુસો બાબત ઝાડો લેવો.

૫૮ ખાવાની અથવા પીવાની જણુશ સામટી અથવા પરચુરણ વેચવા સારૂ અથવા ભરી મુકવા સારૂ અથવા કસાઇખાનાં સારૂ જે જગા વપરાતી હોય તે જગામાં સઘળી યોગ્ય વખતે પેશીને તે જગા જોવાનો અને તે ઠેકાણે જે જણુશ હોય તે તપાસવાનો અને તેમાંની કાંઇ જણસ ખાવા અથવા પીવા લાયક નથી એવું નજરમાં આવે તો તે પકડવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને અથવા મ્યુનિશીપાલીટીએ એ કામ સારૂ જે અમલદારને અખત્યાર આપ્યો હોય તે અમલદારને છે. અને તે જણુશ ખાવા અથવા પીવા લાયક નથી એવું બરાબર શાહેદી પુરાવા ઉપરથી માજીસ્રેટની નજરમાં આવે તો તેનો નાશ કરી નાંખવાનો અથવા તે વેચવાને માંડી મુકાય નહી અથવા ખાવા અથવા પીવામાં નહીં આવે એવી રીતે તેની વ્યવસ્થા કરવાનો તેણે હુકમ કરવો. અને તેનો ધણી અથવા જે માણુશના કબજામાં તે જડે તે માણુશ હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમમાં જે સીક્ષા કહી છે તે શીક્ષાને લાયક થસે.

કેટલાએક વેપાર બાબત નીયમન.

૫૯ ચરબી અથવા ગંધક ગાળવાની અથવા જનાવરનું નકામું માંશ અથવા લોહી અથવા હાડકાં અથવા ચીથરાં ઉકાળવાની અથવા ભરી મુકવાની અથવા ઉન અથવા નીમાળા ધોવાની અથવા સુકવવાની જગા અથવા માછલાં મીંઠું દેવાની અથવા તેને આથરવાની અથવા શાપુ કરવાની, અથવા તેલ ઉકાળવાની અથવા રંગ દેવાની અથવા ચામડાં રંગવાની અથવા ચામડાં કમાવવાની અથવા ચામડાં અથવા ચામડાંની જણુસો તઇઆર કરવાની જગા અથવા ઈંટની અથવા ડરાડોબરાંની અથવા ચુનાની ભઠી; અથવા સાબુચોખાનું કારખાનું અથવા દારૂ વીગેરે ગાળવાની ભઠી, અથવા બીજુ કારખાનું, અથવા ચામડાં અથવા માછલાં અથવા શીંગડાં અથવા ચામડાં ભરી મુકવાની જગા જેમાંથી ગંદો અથવા તબીયત બગડે તેવો વાસ આવતો હોય તે જગા પ્રમાણે (અથવા ઉપર કહેલાં કારખાનાં પ્રમાણે) અથવા બંદુકના દારૂનું અથવા આતશબાજીનું કારખાનુ અથવા અવાજ, સાથે ફુટે એવો પદારથ અથવા ઘાસ અથવા પરાળ અથવા ચારપુજો અથવા લાકડાં અથવા વીલાયતી કોયલા અથવા બીજા શીઘ્રજવાળાગ્રાહી પદાર્થ ભરી મુકવાની જગા પ્રમાણે કાંઇ ઇમારત અથવા જગા વપરાતી હોય તે ઇમારતથી અથવા જગાથી પડોશીઓને લોકાપકારક કૃત્ય થાય છે અથવા માણુસના જીવને અથવા તબીયતને અથવા માલ મીલકતને જોખમ લાગે તેવી રીતે તે ઇમારત અથવા જગા વપરાય છે અથવા તે સ્થિત છે એવું મ્યુનીસીપાલીટીની ખાત્રી થાય તે રીતે દેખાડવામાં આવશે તો સદરહુ જગા તે કામમાં વાપરવાનું બંધ કરવાનું અથવા ફલાણી રીતે ઇમારત અથવા જગા લોકાપકારક કૃત્ય થશે નહીં અથવા તેથી કોઇને ઇજા થશે નહી અથવા ધોકો પોહોચશે નહીં એવું પોતાની નજરમાં આવે તે રીતે તે વાપરવાનું ધણીને અથવા ભોગવટો કરનારને લખેલી નોટીશ આપીને ફરમાવવાનો અધીકાર મ્યુનશીપાલીટીને છે અને કોઇ માણુશ સદરહુ નોટીશનો હુકમ તોડસે તો તે આ આકટમાં આગળ કહેલી ગુનેહગારીને લાયક થસે.

## ટીકા

કોઇ ધંધો બંધ કરવા હુકમ થાય પણ તેની પડોસમાં બીજા ઘણા એવા ધંધા કરનારા હોએ તોપછી એક જણુ નવો વધે તો બંધ થઇ સકે નહી. રશલઓન કાઇમશ પુસ્તક ૧ લું પાને ૪૩૦

કોઇ કારખાનું પ્રથમ કંટાળો આપે એવુ નહી હોય ને પાછળથી થાએ તો અપકારક ગણાય. રશલઓન કાઇમશ પુસ્તક પેલું પાને ૪૩૮

સને ૧૮૮૪ ના આકટ ૨ ની કલમ ૩૩ માં આ બાબત વધારે ખુલાશો છે.

મેહેરબાન કમીશનર સાહેબનો હુકમ તા૦ ૨૫ જુલાઇ સને ૧૮૭૫ નં. ૧૩૧૨ નો આતસબાજીના પરવાનાની ફી ન લેવી.

શરકારનો ઠરાવ નં. ૫૧૭૯ તા૦ ૬ અગષ્ટ ૧૮૮૧ આતસબાજી બનાવનાર પાસે પરવાનાની ફી ન લેવી.

સરકારનો ઠરાવ તા૦ ૧૭ અકટોબર સને૧૮૭૯ આતસબાજી વાળાને પરવાનાનીજરૂર નથી.

કલકતા હાઇકોરટ ફેંસલો તા૦ ૧૬ મારચ સને ૧૮૮૨ પાનું ૧૫૯ આતસબાજીને પરવાનાની જરૂર નથી.

સરકારનો ઠરાવ તા૦ ૨૯ ડીસેંબર સને ૧૮૮૩ ના. ૪૭૭૬ આ કલમ બાબત બાયલોજ ન કરવી પણ જે ધંધાથી હરકત થતી નજર આવે તો તે બાબત નોટીશથી નીકાલ કરવો.

સરકારનો ઠરાવ નં. ૩૫૩ તા૦ ૨૩ જાનેવારી ૧૮૯૦ ધંધો કરતાં બંધ ન થાએ, તે કામથી હરકત હોએ તો નોટીશથી નીકાલ કરવો.

સરકારનો ઠરાવ તા૦ ૨૩ જાનેવારી સને ૧૮૯૦ નં. ૩૫૩ નો લેશનો શબંધી ફી એટલે કર ઠરાવવો નહી એમ છે.

નંબર ૩૫૩ નો શવીસ્તર ઠરાવ સને ૧૮૮૪ ના આકટ ૨ ની કલમ ૩૩ નીચે દાખલ કીધો છે તાંહાં જોવો.

સરકારનો ઠરાવ તા૦ ૧૫ જુન સને ૧૮૮૯ નં. ૨૩૧૬ સાથે લી. રી. મેમ્બનો ઠરાવ તા૦૯ મે સને ૧૮૮૫ નં૦ ૪૫૮ લેશનો માત્ર કાયદાએ બતાવેલું છે તેવી બાબતમાં જેમકે કલમ ૬૬ માં લખેલાં કશાઇખાનાં અને બજારોને માટે આપવાનો ઠરાવ છે તે પ્રમાણે અપાએ બધા ધંધાની મનાઇ થઇ શકે નહી. તેમ તેના પરવાના પણ આપવાના નથી માત્ર ઉપરની બેજ બાબત માટે અપાય.

ઘરમાં ધંધો ચલાવતો હોય તે વીસે લોકોને કાંઇ વેહેમ હોએ ને તે વેમથી કંટાળો છુટે તે કંઇ લોકાપકારક કૃત નથી હાજી મુજફરઅલી વી૦ ગંદેરીશાહ ૨૫ વીકલી રીપોરટ પ્રષ્ટ ૭૨

મદરાશ હાઇકોરટ તા૦ ૧૯ ડીસેંબર સને૧૮૮૪ નો વાલમ ૮ પાને ૨૦૨ ફેંસલો છે કે આતસબાજીને પરવાનાની જરૂર નથી.

એક વખત જવાળાગ્રાહી પદારથથી ઇમારત બાંધી હતી તેથી આગ લાગી માટે આગનો ભય છે માટે તમારે હેવી રીતની ઈમારત બાંધવી નહી અથવા બાંધવા દેવી નહી એવો હુકમ કીધો પણ તે હુકમ પર કાંઇ વાંધો લેવાતો હોએ તો બતાવવાને તક આપી નોતી તેથી વગર શરતી હુકમ ગણી તે નહીં માનવાનું કામ રદ કીધું કલકતા હાઇકોરટ તા૦ ૨૮ ફેબરવારી સને ૧૮૮૩ વાલમ ૯ પાનું ૬૩૭

આ કલમ ઉપર નીચે મુજબ બાયલોજ અમદાવાદની મ્યુનિસિપાલિટીએ કરી છે.

### મુખ્ય કાયદાની કલમ ૬૮ મુજબ.

ઘાસ, કડબ, અગર બીજો ચારો અગર સુકાં પાત્રાં, અગર જલદીથી સળગી

ઉડે એવા પ્રકારની કોઈ ચીજ ખુલી હવામાં કોઇ પણ મકાનથી ૨૫ વારની અંદર સીંચવી નહી. બીજા મકાનથી ૨૫ વાર કરતાં નજીકના મકાનમાં ચાર હજાર ઘાસનાં પુળીયાં કરતાં અગર કડબી અથવા સરકીના ૨૦૦૦ બે હજાર પુળા કરતાં વધારે, મેનેજીંગ કમિટીની પરવાનગી લીધા વગર ભરવા નહીં.

બંદુકનો દારૂ, નાઈટ્રો ગ્લીસેરાઇન એટલે સુરાક્ષારી મદ્યાસવ, ડાઇનેમાઇટ એટલે આસુરી ભસ્મ, ગનકોટન એટલે બંદુકીયો દારૂ, સુરંગ ફોડવાના દારૂ, ફલમીનેટ ઓફ મરક્યુરી એટલે પારદસ્ફુરણ અથવા બીજી ધાતુઓના સ્ફુરણ, આતસબાજી યા દારૂખાનું, પેટ્રોલીયમ અથવા કેરોસીન તેલ, ગેસોલીન તેલ, રોક ઓઇલ એટલે લુગી તેલ, રંગુનમાં અથવા બ્રહ્મદેશમાં બનેલું તેલ, અથવા બીજા સળગી ઉઠે એવા પદારથો અથવા પ્રવાહી પદારથો બનાવવા, રાખવા, ભરી મુકવા, વેચવા, વાપરવા અથવા વેચવા અથવા વાપરવા કારણે બાહાર મુકવા માટે અથવા દટો, તથા નળીઆં બાળવા તથા બીજા માટી કામની ભઠ્ઠીયો કરવા સારૂ મ્યુનિસિપાલિટીની હદ માંહેની કોઇ પણ જગ્યાનો ઉપયોગ અમદાવાદ મ્યુનિસિપલિટીની મેનેજીંગ કમીટી તરફથી પરવાનો મેળવ્યા શીવાય કોઇપણ સખ્સ કરી શકશે નહીં અથવા તેવી કોઇપણ જગ્યાને રંગાટી કરવા માટે, અથવા ચામડાં રંગવા માટે, અથવા કાચાં ચામડાં અથવા તાર, ડામર, અથવા રાળ ભરી મુકવા માટે મજકુર રીતે પરવાનો મેળવ્યા શિવાય વાપરી શકશે નહીં, પણ હમેશાં એવું ઠરાવામાં આવ્યું છે કે કોઇપણ માલેક યા ભોગવટો કરનાર સખ્સ પોતાના ઉપભોગને માટે જરૂરનો હોય તેટલો મજકુર પદારથોમાંના કોઇપણ પદારથનો જથો પોતાના મકાન ઉપર મજકુર રીતે પરવાનો મેળવ્યા શીવાય રાખી શકે.

(અ) મજકુર પેટાકાનુનોને અનુસરીને જે પરવાનો આપવામાં આવે તે પરવાનામાં એવું દર્શાવવામા આવશે કે જે સખ્સને પરવાનો મળ્યો છે તે સખ્સ મજકુર પદારથોનો અથવા પ્રવાહી પદારથોનો અથવા તેમાંના કોઇપણ પદારથનો કેટલો જથો કાયદેસર રીતે પરવાનામાં બતાવેલી જગ્યાએ બનાવી શકશે, લેઇ જશે, ભરી મુકશે અથવા વેચવાને માટે રાખશે, અને રંગાટી કરવા માટે અથવા ચામડાં રંગવા માટે અથવા કાચાં ચામડાં, તાર, ડામર, અથવા રાળ ભરી મુકવા માટે કઈ જગ્યાનો ઉપીયોગ કરશે તે પણ તે પરવાનામાં દર્શાવવામાં આવશે, અને તે પરવાનામાં દર્શાવેલી મુદત સુધી તે પરવાનો વાસ્તવિક ગણાશે અને બતાવેલી મુદત ઉપરાંત તે પરવાનો વાસ્તવિક ગણાશે નહી, અને વળી તે પરવાનામાં મેનેજીંગ કમીટીને જે સરતો વખતે વખતે દાખલ કરવાનું દુરસ્ત લાગે તેવી સરતો તેમાં દાખલ કરવામાં આવસે.

(બ) વળી આવા પરવાનામાં બતાવેલી જગ્યાનો કોઇ સખ્સ માલેક અથવા ભોગવટો કરનાર હોય નહીં તો આવો પરવાનો મેળવવા માટે કોઇપણ સખ્સ લાયક ગણાશે નહીં.

(ક) પેટા કાનુન ૧૩ માં વરણવેલાં કામો પૈકી કોઇપણ કામ કરવાને આ પેટાકાનુનોને પ્રસિધ થાય ત્યારે અથવા તે પછી કોઇપણ જગ્યાએ કોઇપણ કામ થતાં હોય અથવા થવાનાં હોય તેવાં કામોની બ્યવસ્થા અને વહિવટ કેવી રીતે થાય છે તેના ઉપર મ્યુનીસીપલ કમિશનરોની તેમના અમલદારોની અને મજકુર આક્ટની રૂહએ જેમના ઉપર કાંઇ સત્તાઓ અથવા ફરજો નાખી હોય તેવી સત્તાઓ અથવા ફરજો અમલમાં લાવવા જે સખ્સો તેમના કાયદેસર અખ્તીયારથી કામ કરતા હોય તેવા સખ્સોની, દેખરેખ અને તપાસ હમેશાં રહેશે અને તેવી દેખરેખ અને તપાસની તાબેદારીમાં તે વહીવટ અને બ્યવસ્થા થશે. દરેક સખ્સ જે આવા કામની બ્યવસ્થા અને વહિવટ કરતો હોય તે મ્યુનીસીપલ કમિશનરોને, તેમના અમલદારોને અને મજકુર સખ્સોને, તેમની માગણી ઉપરથી, તેમને સહાય અને મદદ કરશે, અને આ પ્રમાણે દેખરેખ રાખવામાં અને તપાસ કરવામાં જે કાંઇ અટકાવ અથવા પ્રતિબંધ થાય તે સઘળા દુર કરવાને તેનાથી બનતો પ્રયત્ન કરશે

(ડ) પેટાકાનુન ૧૩ મીમાં બતાવી હોય યા ના બતાવી હોય તેવી કોઇપણ જોખમ ભરેલી વસ્તુઓ અથવા ચીજોમાંની કોઇપણ ચીજ વેચવા માટે અથવા તે રાખવા અથવા ભરી મુકવા માટે અથવા તે લઇ જવા અથવા બનાવવા માટેની બાબતમાં અથવા જે હકીકતો પ્રમાણે તે ચીજો બનાવાય, લઇ જવાય, ભરી મુકાય, અથવા વેચવાને માટે રાખી શકાય તેવી હકીકતોની બાબતમાં, અથવા કઇ જાતનો માલ ( જો કાંઇ હોય તો ) ભરી મુકવાની પરવાનગી અપાય અથવા ( જો તેમ હોય તો ) મના કરવામાં આવે તેની બાબતમાં અથવા મજકુર જોખમ ભરેલી વસ્તુઓ અને ચીજો અથવા તેમાંની કોઇપણ ચીજ કેવી જાતની અને કેવા જુસ્સાની છે તેની વખતોવખત સાબીતી અથવા પરખ કરવાની તેનું સોધન કરવાની અને તેની પરિક્ષા કરવાની બાબતમાં, અથવા રંગાટી કરવાના ઘરની, અથવા ચામડાં રંગવાની જગાની અથવા કાચાં ચામડાં, તાર, ડામર અથવા રાળ ભરી મુકવાની જગ્યાની વ્યવસ્થા અને વહીવટની બાબતમાં દરએક પરવાનો મેળવનાર સખ્સ પરવાનામાં બતાવેલી મુદત ચાલે ત્યાં સુધી હમેશાં તે વખતની મેનેજીંગ કમીટી વખતોવખત જે જે સરતો અને હુકમો જણાવશે તે તે સરતો અને હુકમોને તે સખ્સ તાબે થશે

(ઇ) જો આ કાનુનોના અરથ પ્રમાણે ગમે તે પ્રકારની કોઇપણ જોખમ ભરેલી વસ્તુ યા ચીજ આ કાનુનોમાંના કોઇપણ કાનુનથી ઉલટા ચાલીને કરવામાં આવશે, મોકલવામાં અથવા લઇ જવામાં આવશે, અથવા આપવામાં આવશે, અથવા અનામત રાખવામાં અથવા રાખી મુકવામાં અથવા વેચવામાં આવશે, અથવા વાપરવાને માટે અથવા વેચવા માટે તેનો ઉપયોગ કરવામાં અથવા બાહાર મુકવામાં આવશે, અથવા મજકુર રીતે ઉલટા ચાલીને જો કોઇ રંગાટી કરવાના ઘરની, અથવા ચામડાં રંગવાની જગ્યાની અથવા કાચાં ચામડાં, તાર, ડામર અથવા રાળ ભરી મુકવાની જગ્યાની વ્યવસ્થા અને વહિવટ કરવામાં આવશે, તો મ્યુનિસિપાલિટીનો કોઇપણ નોકર અથવા પોલીસ અમલદાર એવી જોખમ ભરેલી વસ્તુ અથવા ચીજને, અથવા રંગાટી કરવાના ઘરમાં અથવા ચામડાં રંગવાની જગ્યામાં અથવા કાચાં ચામડાં, તાર, ડામર અથવા રાળ ભરી મુકવાની જગ્યામાં જે વસ્તુઓ અથવા ચીજો હોય તેને કબજ કરી શકે, અને જે માજીસ્તરેટની રૂબરૂ તે ગુન્હેગાર ઉપર તહોમત મુકવામાં આવ્યું હોય તે માજીસ્તરેટ તે મુકરદમો સાંભળે ત્યાં સુધી તેવી વસ્તુઓ અથવા ચીજોને તેઓ પોતાના હવાલામાં રાખી શકે

(ફ) જે સખ્સને પરવાનો મળ્યો હોય તેવો સખ્સ જો પરવાનાની મુદતમાં આ પેટાકાનુનોનું, અથવા તેમાંના કોઇ પેટાકાનુનનું, અથવા તે પેટાકાનુનની રૂઇએ કોઇ પરવાનો આપવામાં આવ્યો હોય તેવા પરવાનાનું, અથવા મ્યુનીશીપાલીટીએ વખતોવખત ઠરાવેલા ધારાનું ઉલંઘન કરવાનો કોઇ સખ્સ અપરાધી અથવા ગુનેહગાર થશે તો સને ૧૮૭૩ ના મુંબાઇના આક્ટ ૬ ની કલમ ૬૯ અને ૭૪ માં ઠરાવેલી શીક્ષાઓ ઉપરાંત તેવા સખ્સનો પરવાનો જપ્ત થશે.

મ્યુનીસીપલ હદ બહારના કસાઇખાનાં વીગેરે.

૭૧ મ્યુનીશીપલ ડિસ્ટ્રીકટની હદ બહાર ગવરનર ઇન કાઉનશીલની અથવા તેઓએ જે અમલદારને અધીકાર આપ્યો હોય તે અમલદારની મંજુરી લઇને કસાઇખાનાં અથવા જનાવરોની લોથોની વ્યવસ્થા કરવાની જગા સ્થાપવાનો અધીકાર મ્યુનીશીપાલીટીને છે અને મ્યુનશીપાલ હદમાં સદરહુ પ્રકારની જગાની વ્યવસ્થા સબંધી આ આંકટના તથા પેટાની કાનુંનોના સઘળા ઠરાવ સદરહુ જગામાં તે જગા મ્યુનીશીપલ હદમાં હોય તે પ્રમાણે પુરી રીતે ચાલશે.

## ટીકા

મુએલું જાનવર ઉપાડવાનો રૂ ૧) લેવામાં આવશે તે બાબત ત્રણ કલાકમાં ખબર આ

૫૭ી. અમદાવાદ મ્યુનિસિપાલિટીનું જાહેરનામું તા૦ ૨૬ અગષ્ટ સને ૧૮૮૫
આ કલમ ઉપર નીચે મુજબ બાયલૅાજ અમદાવાદની મ્યુનિસિપાલિટીએ કરી છે.

**મુખ્ય કાયદાની કલમ ૭૧ મુજબ.**

દરેક સખ્સ જેના મકાનમાં કોઇ જાનવર મરી જાય તેને મરણ થયા પછી ત્રણ કલાકની અંદર અથવા રાત્રે મરી ગયું હોય તો સુર્ય ઉગેથી ત્રણ કલાકની અંદર પોતાના ખરચથી સદરહુ મુએલુ જાનવર મ્યુનિસિપાલિટીયે નીમેલી જગાએ લેઇ જવું અગર તે લેઇ જવાને સારૂં તે જીલ્લાના ઇન્સપેક્ટર અથવા મ્યુનિસિપાલ કચેરીમાં કોઇપણ સખ્સને જાહેર કરવું. અને જાનવરના શરીરના પ્રમાણમાં તેને ઉપડામણીના ખરચ બદલ એક રૂપીઆ અગાઉથી આપવો, કોઇપણ માણસ એવા મુએલા જાનવર વીશે ઉપર બતાવેલા વખતમાં જાહેર કરશે નહીં અથવા તેને લેઇ જશે નહીં તે માણસ રૂપીઆ દસ સુધી દંડને પાત્ર થશે.

૭૩ મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટમાં અથવા તેના કોઇ ભાગમાં કોઇ વખતે કાંઇ રોગનું ઘણુંજ જેર ચલવાની ધાસ્તી હોય અથવા જેર ચાલ્યું હોય ત્યારે ગવર્નર ઇનકાઉનસીલની અથવા તેઓએ જે અમલદારને યોગ્ય રીતે અખત્યાર આપ્યો હોય તે અમલદારની મંજુરી લેઈને તે જેર અટકાવવા બાબત અથવા તેનુ નિવારણ કરવા બાબત અથવા તે ઓછું કરવા બાબત અથવા બંધ પાડવા બાબત જે બંદોબસ્ત કરવાની જરૂર જણાય તે બંદોબસ્ત કરવા નો અધિકાર આ કલમ ઉપરથી મ્યુનિસિપાલીટીને આપ્યો છે અને મ્યુનીસિપાલીટીને તે બંદોબસ્ત કરવાનું આ કલમ ઉપરથી ફરમાવ્યું છે.

લોકોની તબીયત ઠીક રાખવાના વિશેષ પ્રસંગ.

**ટીકા.**

• કોલેરાના વખતમાં પણ નાત જમાડવી બંધ ન થઇ શકે. ગલીચી સાફ રાખવી એવો બંદોબસ્ત કરી શકાય. તા૦ ૩૦ જુલાઇ સન૧૮૮૯ નામદાર મુંબાઇ હાઇકોરટનો ઠરાવ હરીલાલ દલપતરામના કામમાં • •

નોટીસ પોહોચી શકે તેવું નહી હોય તો અગતને પ્રસંગે નોટીસ પોહોચ્યા શિવાય તાબડતોબ કરવાનું કામ કરી સકાય. ૧૪ વીકલીરીપોટ પ્રષ્ટ ૧૭ એવી બાબત હમેશને માટે મનાઇ હુકમ થઇ શકતો નથી. ગોપીમોહન મલીક વીરધ તારામોતી ચોધરાય. ઇડિયન. લો૦ રીપોટ. કલકત્તા પાને ૭

ઘરના અંદર ન્યાત જમાડે તેને મ્યુનીસીપાલીટીની હેવી શતા નથી કે મને કરી શકે. ગલીચી થાએ તો તે દુર કરાવી શકે. સરકારનો ઠરાવ તા. ૧૯ જુન સને ૧૮૮૯ નં. ૧૫૪૦.

હરીવલભ દલપત અમદાવાદનાએ નાત જમાડેલ તેને ઓનરેરી સેકનકલાસ માજીસ્ટ્રેટે દંડ કીધેલો તે કામમાં નામદાર હાઇકોરટે સજા રદ કરી દંડ પાછો અપાવ્યો. ને ઠરાવ્યું કે કલમ ૭૩ મુજબ એવો હુકમ મ્યુનીસીપાલીટી કે કલમ ૧૪૪ મુજબ મેહેરબાન ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબ કરી શકે નહીં. તા. ૩૦ જુલાઇ સને૧૮૮૯ કેશ નં. ૯૧.

૭૪ આ આકટની જે કલમો આ કલમમાં નીચે લખી છે. તેઓના ઠરાવ જે કોઇ માણસ તોડશે તે દરએક ગુન્હા બાબત તે કલમોના સબંધથી ઘણામાં ઘણી જે ગુન્હેગારી આ કલમમાં કહી છે તે ગુન્હેગારીને લાયક થશે.

ગુન્હેગારી.

| | |
|---|---|
| ૩૩મી, ૩૮મી, ૩૯મી, ૪૨મી, ૪૫મી, ૪૭મી, ૪૮મી, ૪૯મી, ૫૦મી, ૫૨મી, ૫૩મી, ૫૪મી, ૫૫મી, ૫૬મી ૫૮મી, ૬૩મી, ૬૪મી, ૬૬મી, અને ૬૭મી, કલમ. | ઘણામાં ઘણા ૨૫ રૂપીઆ સુધી દંડ. |

૬૧ મી કલમ ... ... ... ... ... ... ... ... ... ... ... ... ૫૦ રૂપીયા.
૨૯ મી અને ૬૯ મી કલમ ... ... ... ... ... ... ... ... ... ૧૦૦ રૂપીયા.

રકમ ૨ જી— પ્રસંગ પ્રમાણે ગુન્હાની સાબિતી થયા પછી અથવા નોટિસ આપ્યા પછી કોઇ માણસ આ આકટની જે કલમો આ કલમમાં નીચે લખી છે તે કલમમાં કહેલા ગુના કરવાનું જારી રાખસે તેની ઉપર કોઇપણ ગુન્હેગારી ઠરી ચુકી હશે તે સિવાય વળી જેટલા દાહાડા સુધી ગુન્હો સદરહુ પ્રમાણે જારી રેહેશે તેટલા દાહાડા સુધી દરરોજ સદરહુ કલમોના સબંધમાં આ રકમમાં જેટલી ગુનેગારી લખી છે તેટલી ગુન્હેગારીને તે લાયક થશે:—

૩૮ મી, ૩૯ મી, ૪૨ મી, ૫૫ મી, ૫૬ મી, ૫૮ મી, અને ૬૪ મી કલમ. — ... ... ... ... ... ... ... ... ... ઘણામાં ઘણા ૫ રૂપીઆ દંડ.
૪૯ મી, ૫૧ મી, અને ૫૨ મી કલમ ... ... ... ... ૧૦"
૩૦ મી કલમ ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ૩૦"

## ટીકા.

જારી દંડ બાબત ફરીઆદ જુદી કરવી જોઇએ, એકજ ફરીઆદ પરથી જારી દંડ ન કરી શકાય. મુંબાઇ હાઇકોરટ ફોજદારી રૂલીંગ તા૦૮ મારચ સન ૧૮૮૮ તથા બીજુ તા૦ ૨૬ જુલાઇ સન ૧૮૮૮.

જારી ગુનાના કામમાં નોટીશ ગનાઇની થવી જોઇએ. ને તે કામમાં રેહેવી જોઈએ. તા૦ ૨૬ જુલાઈ સન ૧૮૮૮ અને તે ખુલ્લી હોવી જોઇએ. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૪ જુન સને ૧૮૮૬.

૭૫. આ આકટની ૩૩ મી કલમના આરંભથી તે ૩૯ મી કલમની આખર સુધીની કલમો પ્રમાણે અને ૪૧ મી કલમના આરંભથી તે ૪૩ મી કલમની આખર સુધીની કલમો પ્રમાણે અને ૪૬ મી તથા ૫૮ મી તથા ૬૨ મી અને ૬૯ મી કલમ પ્રમાણે લખેલી નોટીસો મ્યુનિસિપાલીટી આપશે તે સઘળી નોટીસોમાં કહેલું કામ જે માણસને તે નોટિસ પોહોંચાડી હે ય તે માણસે જેટલી મુદત માં કરવું જોઇએ તેટલી મુદત નોટીસમાં લખવી. તે મુદત મ્યુનિસિપાલિટિની નજરમાં આવે તે પ્રમાણે ત્રણ દાહાડા કરતાં ઓછી નહીં હોય અને એક મહીના કરતાં વધારે નહીં હોય તેટલી લખવી. નોટીસની શરતો પ્રમાણે કરવામાં નહીં આવે તો કામ પુરૂં કરવા સારૂ જે કાંઇ કરવાની અથવા જે ઇલાજ કરવાની જરૂર હોય તે ઇલાજ કરવાનો અધિકાર મ્યુનિસિપાલિટિને છે અને તેનો જે ખર્ચ થાય તે સઘળો ખર્ચ જે માણસને અથવા માણસોને નોટિસ પોહોંચાડી હોય તે માણસે અથવા માણસોએ આપવો. અને તે આ આકટમાં આગળ કહેલી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

નોટિસો પોહોંચાડવી,

## ટીકા

નોટિસ માણસવાર જોઇએ. જાહેરનામા જેવું હોએ તે ન ચાલે. તા. ૨૩ જાનેવારી સને ૧૮૮૯ નં. ૩૫૩ મુંબાઈ હાઇકોરટ રૂલીંગ.

### ૬—કામ ચલાવવાની રીત, તથા ફરિયાદી અને દાવા વગેરે.

૭૬. આ આકટ પ્રમાણે નોટિસ આપવી હોય તે દરએક નોટિસ જે માણસના નામની હોય તેને હાથોહાથ આપીને પોહોંચાડવી, અથવા તેના કુટુંબના કોઇ પુખ્ત ઉમરના પુરૂષને અથવા ચાકરને આપી આવીને પોહોંચાડવી, અથવા તે પ્રમાણે નહીં પોહોંચાડાય તો તે તે માણસને રેહેવાની જગાના કો

નોટિસ પોહોંચાડવા બાબત.

ઇ પ્રસિદ્ધ ભાગ ઉપર મારવી. કાંઇ ઇમારત બાબત અથવા જમીન બાબત નોટિસ હોય અને ઘણીની રેહેવાની જગા મોલમ નહી હોય તો તે નોટિસ જે ઇમારત બાબત અથવા જમીન બાબત હોય તે ઇમારતના અથવા જમીનના કોઇ પ્રશિદ્ધ ભાગ ઉપર મારવી એટલે તે યોગ્ય રીતે પોંહોચાડી એવું સમજવું.

**૭૭. રકમ ૧ લી**—આ આક્ટના ઠરાવ પ્રમાણે કાંઇપણ કામ કોઈપણ ઘરના અથવા જમીનના ઘણીએ અથવા ભોગવટો કરનારાએ કરવાની જરૂર છતાં તે કામ કરવામાં નહીં આવે તો તે ન કરવા બાબત ગુન્હેગારી ઠરાવેલી હોય અથવા નહીં હોયતોપણ તે કામ કરાવવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે અને તે કામમાં થએલો ખર્ચ જે માણસે તે કામ કરવું જોઇતું હતું તેણે મ્યુનિસિપાલિટીને આપવો જોઇએ અને તે આ આકટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે પોતાને યોગ્ય દેખાય તે પ્રમાણે એક રકમે અથવા હફતે હફતે વસુલ કરવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે.

ઘણીએ અથવા ભોગવટો કરનાર એ કામ નકરયું તો તે કરવાનો તથા તેનો ખર્ચ વંસુલ કરવાનો અધિકાર મ્યુનિસિપાલિટીને છે.

**રકમ ૨ જી**—હુકમ પ્રમાણે ન ચાલનાર માણસ ઘરનો અથવા જમીનનો ઘણી હશે તો તેણે આપવાનો ખરચ તેની પાસેથી વસુલ કરવા બાબત મ્યુનિસિપાલીટીને વાસ્તે હેઠળ કહેલા બીજા ઉપાય છે એટલે તે ઘણી ઉપર ફરીઆદ કરી હોય અથવા ન હોય અથવા કામ ચલાવ્યું હોય કે નહી હોય તોય પણ ઘણીએ જે ખર્ચ આપવો જોઇએ તે સઘળો અથવા તેનો કાંઈપણ ભાગ જે માણસ સદરહુ પ્રકારના માલેકના હુકમ ઉપરથી તે ઘરનો અથવા જમીનનો ભોગવટો તે વખતે અથવા તે પછી કોઇ પણ વખતે કરતો હશે તેની પાસેથી સઘળો ખર્ચ અથવા તેનો કાંઇપણ ભાગ માગવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે. અને માગણી કરયા પછી શદરહુ ભોગવટો કરનારે તે ન આપ્યો તો તેની માલમિલકત જપ્ત કરીને તે નાણું વસુલ કરવાનો અધિકાર છે. સદરહુ પ્રકારના ખર્ચ બાબત સદરહુ પ્રકારના જે જે ભોગવટો કરનારાઓ જેટલો અવેજ સદરહુ પ્રમાણે આપ્યો હશે અથવા તેની પાસેથી વસુલ કરયો હશે તેટલો અવેજ ઘણીને જે ભાડું આપવાનું તેમાંથી બાદ કરવાનો હક તેને છે.

ભોગવટો કરનારા પાસેથી ખર્ચ લેવાનો અધિકાર ભોગવટો કરનારાને તે પોતાના ભાડામાંથી બાદ કરવાનો અધિકાર છે.

**રકમ ૩ જી**—કોઇપણ ઘરના અથવા જમીનના ઘણી ઉપર આ આકટ પ્રમાણે કાંઇ પણ ખરચ નાંખ્યો હશે તે બાબત હેઠળ લખેલી રકમથી વધારે રકમ તે ઘરનો અથવા જમીનનો ભોગવટો કરનાર આપવાને પાત્ર નથી એટલે જે ઠેકાણા બાબત સદરહુ પ્રકારનો ખરચ આપવો હશે તે ઠેકાણાંનું જેટલું ભાડું માગતી વખતે તે ઠેકાણાના ઘણીને દેવું હસે તે રકમથી વધારે રકમ અથવા સદરહુ પ્રકારની માગણી કરીને તે પોતાના જમીનદારને આપીશ નહી એવી નોટીશ આપ્યા પછી આગળ કોઇ પણ વખતે જે રકમ ચડસે તથા પોતાની તરફથી દેવાની થશે તેથી વધારે રકમ આપવાને પાત્ર નથી. પણ ભાડાની રકમ તમારી કેટલી દેવાની છે તથા તે કોહોને દેવી છે તેનું નામ ઠામ કહેઃ એવું મ્યુનશીપાલીટીએ પુછ્યું હોય, તો તે પ્રમાણે કહેવાને ગફલત કરશે અથવા ના કહેશે તો સદરહુ પ્રમાણે સમજવું નહી. પણ માગણી કરતી વખતે મહારે ભાડું દેવું હતું અથવા ત્યાર પછી હમણાં મહારા ઉપર ચહડેલું છે તેથી માગણી કરેલી રકમ વધારે હતી એ બાબતની સાબીતી કરવાનો બોજો સદરહુ પ્રકારનો ભોગવટો કરનારા ઉપર રહેશે પણ એવુંઠરા

ભાડાની રકમ દેવાની હશે તેથી વધારે નાણું આપવાને ભોગવટો કરનારો લાયક નથી.

વીશેશ ઠરાવ.

ર્યું છે કે સદરહુ પ્રકારના કાંઇ પણ કામનો ખરચ આપ વા બાબત સદરહુ પ્રકારના કોઇ પણ માણસની તથા ધ ણીની અથવા ભોગવટો કરનારની દરમીઆન કાંઇ પણ વીસેશ કરાર થયો હશે તો તે કરાર ને આ કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી બાધ આવે છે એવુ સમજવું નહીં.

ધણી કામ નહીં કરશે તો ભોગ વટો કરનારાએ તે કામ કરીને પોતાના ભાડામાંથી ખરચ બાદ કરવો.

૭૮ કાંઇ પણ કામ કેઇ પણ ઘરના અથવા જમીનના ધણીએ કરવું જોઇએ તે તે નહી કરશે ત્યારે મ્યુનીસીપાલીટીનું અનુંમત લઇને તે કામ કરાવી લેવાનો અધીકાર તે ઘરનો અથવા જમીનનો ભોગવ ટો કરનારાને છે અને તે કામ બાબત ખેંરચ થસે તે ધણી એ તેને આપવો જોઇએ અથવા સદરહુ પ્રકારના ધણીનું વખતે વખતે પોતાના ઉપર ભાડું ચહડશે તેમાંથી તે બાદ કરવાનો અધીકાર છે.

આ આકટ અગલમાં લાવવા ના કામને કોઈ ભોગવટો કરના રો હરકત કરશે તો કામ ચલા વવાની રીત.

૭૯ કોઇપણ ઘર બાબત અથવા જમીન બાબત આ આકટના કાંઈ પણ ઠરાવ અમ લમાં લાવવાનો પોતાનો ઇરાદો છે એવી નોટીસ તે ઘરના અ થવા જમીનના ધણીએ તે ઘરનો અથવા જમીનનો ભોગવટો કરનારને આપ્યા પછી તે ભોગવટો કરનાર ધણીને તેમ કરવા નહી દેશે; તે વાતનો પુરાવો થયા પછી ધણી દરખાસ્ત કરે તો હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર કોઇપણ માજીસ્ત્રે ટને છે એટલે આ આકટના ઠરાવ અમલમાં લાવવા બાબત સદરહુ પ્રકારના ઘર બાબત અથ વા જમીન બાબત જે કામ કરવાની જરૂર હોય તે સર્વ કામ ધણીને કરી દેવા બાબત સદરહુ પ્રકારના ભોગવટો કરનારને લખેલો હુકમ કરવાનો અધિકાર અને પોતાને યોગ્ય દેખાય તો સદ રહુ પ્રકારની દરખાસ્તનો અથવા હુકમનો ખર્ચ ધણીને આપવા બાબત તે ભોગવટો કરનારને હુકમ કરવાનો પણ અધિકાર માજીસ્ટ્રેટને છે. અને હુકમની તારીખથી આઠ દિવસ થયા પછી સદરહુ પ્રકારનો ભોગવટો કરનાર સદરહુ પ્રકારના ધણીને સદરહુ પ્રકારનું કામ કરી આપવાને ના કહેસે તો ભોગવટો કરનારો જેટલા દિવસ ના કહેતો જશે તેટલા દિવસ બદલ તે દર દિવસે પ ચાસ રૂપિયા સુધી ગુન્હેગારીને પાત્ર થશે અને ભોગવટો કરનારો સદરહુ પ્રમાણે જેટલા દિવસ સુધી ના કહેશે તેટલી મુદત સુધી હેઠળ લખેલા પ્રકારની ગુન્હેગારીમાંથી સદરહુ પ્રકારનો દરેક ધણી છુટશે એટલે સદરહુ પ્રકારના કામ કરવાને ચુકવાના સબબથી જે ગુન્હેગારીને તે પાત્ર થયો હોત તે ગુન્હેગારીમાથી છુટશે.

આ આકટના કારણ સારૂ પ્ર વેસ કરવો.

૮૦ સુરજ ઉગે ત્યારથી તે સુરજ આથમે ત્યાં સુધીમાં આ આકટનાં કારણ સારૂ હર કોઇ ઇમારતમાં અથવા જમીનમાં હેઠળ લખેલાં કામ સારૂ જવાનો અધિકાર મ્યુનિશિપાલીટીને અથવા મ્યુનિસિપાલીટીએ જે અમલદારને આધિકાર આપ્યો હોય તે અમલદારને છે એ ટલે જે સરવે (માપણી) અથવા પાહણી કરવાનો (એટલે તપાસ કરીને જોવાનો) પોતાને અધી કાર હોય તે સરવે અથવા પાહાણી કરવા સારૂ તેમજ જે કામ કરવાની આ આકટ પ્રમાણે પોતાને મુખત્યારી હોય તે કામ કરવા સારૂ જવાનો અધીકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે આ આકટમાં બીજી રીતનો ઠરાવ કરયો છે તે શીવાય હરકાંઇ ઇમારત અથવા જમીન કોઇ માણ સના કબજા ભોગવટામાં હોય તો ત્યાંહાં જવાના પોતાના ઇરાદાની લખેલી નોટીશ તે ભોગવટો કરનારને ચોવીસ કલાક આગળ આપ્યા વગર તે ઇમારતમાં અથવા જમીનમાં મ્યુનીસીપાલીટી

એ અથવા તેના સદરહુ અમલદારે જવું નહી. પણ ભોગવટો કરનારો રાજી હશે અને નોટીશ આપ્યા વગર જશે તો ચાલશે. અને બીજુ વળી એવું ઠરાવ્યું છે કે જે ઇમારતો માણસોને રેહેવા સારૂ વપરાતી હોય તે પ્રસંગે ભોગવટો કરનારાઓની રીતભાત ઉપર તથા ધર્મ સબંધી તેઓના જે વીચાર હોય તે ઉપર યોગ્ય નજર રાખવી,

## ટીકા

ઘર માપવા ના દીધું એ ગુનોહ નથી. વાલમ ૫ પાનુ ૬૩

૮૧. કાંઇ નુકશાનનું વળતર અથવા નુકશાન અથવા ખરચ આપવાનું આ આકટમાં ફરમાવ્યું છે તે બાબત વાંધો પડે તો રકમ બાબત અને તેનો ફાળો પાડવાની જરૂર હોય તો તે ફાળા બાબત પાંચ માણસોની પંચાતે ચોકશી કરીને નીકાલ કરવો. પાંચ માણસોમાં બે માણસો મ્યુનીશીપાલીટીએ નીમવાં, અને બે જે માણસને નુકશાનનું વળતર મળવાનું હોય તે માણસે નીમવાં. અને એક સદરહુ પ્રમાણે જે પંચ નીમ્યા હોય તેઓએ પસંદ કરીને લેવો; અને તે સરપંચ થશે. સદરહુ નુકશાનના વળતરના અથવા નુકશાનના અથવા ખરચના દાવા બાબત એક પક્ષકારને સાંથી બીજા પક્ષકારને નોટીશ પોહોચ્યાની તારીખથી એક મહીનામાં બેઉ પક્ષકારોમાંથી એક પક્ષકાર અથવા બેઉ પક્ષકાર પોત પોતાના પંચ નીમવાને ચુકશે અથવા નીમાએલા પંચ સરપંચ નીમવાને ચુકસે તો બેઉ પક્ષકારોમાંથી એક પક્ષકાર અરજી કરે એટલે પંચાત કરવાને જેટલા પંચની જરૂર હોય તેટલા પંચ ડીસ્ટ્રીકટ જડજે નીમવા. સરપંચ નીમ્યાની તારીખથી એક મહિનામાં પંચ ઠરાવ નહી કરે તો તે કામનો ઠરાવ બેઉ પક્ષકારોમાંથી એક પક્ષકાર અરજી કરે એટલે સન ૧૮૭૦ ના ૧૦ મા આકટના ઠરાવ પ્રમાણે કોરટે કરવો.

નુકશાનના વળતર વીગરેના કામમાં લવાદ નીમવા.

## ટીકા

વંદરાવન દત વીરૂધ દુવારકાનાથ વીકલી રીપોર્ટ ૨૨ પાને ૪૭ પંચ નીમવાં તે સ્વતંત્ર હોવા જોઇએ વાદી પતીવાદીને લાગતા વળગતા ન જોઇએ મતલબ કે કમીશનરો પંચમાં નીમાય છે તેમ નહીં થઇ શકે.

રાજા શના નદુ ગોઆલા વીરૂધ કમપરેશઉન પ્રેશીગ કંપની વીકલી રીપોટ ૨૧ પાનું ૪૩ ઉપરની મતલબનો ફેંસલો છે.

ગમે તેવો આબરૂદાર અને સ્વતંત્ર પણમ્યુનશીપાલીટીનો પગાર મળનો હોએ તારે મ્યુનીશીપાલીટી પ્રોશીક્યુટર હોએ તેમાં તે ભાગ લેવાને નાલાયક છે કલકત્તા વાલમ ૧૦ પા. ૧૯૪

૮૨. હરકાંઇ સાર્વજનિક લોકોપકારક કૃત્ય બાબત ફરિયાદ કરવાનો હુકમ કરવાનો અને હરકાંઇ ગુન્હેગારી વસુલ કરવા બાબત અને આ આકટના ઠરાવ વિરૂધ ગુન્હો કરનારાં માણસોને શિક્ષા કરવા બાબત કામ ચલાવવાનો હુકમ કરવાનો અને સદરહુ ફરિયાદનો અથવા બીજું કામ ચલાવ્યુ હોય તેનો ખર્ચ મ્યુનિસિપલ ફંડમાંથી આપવાનો હુકમ કરવાનો અધિકાર મ્યુનિસિપાલિટિને છે. કોઇપણ ગુન્હા બાબત આ આકટ પ્રમાણે ફરીયાદ કરવી હશે તે ગુન્હો થયા પછી ત્રણ મહિનાની અંદર કર્યા વગર કરાશે નહીં.

ફરિયાદ કરવાનો અધિકાર મ્યુનિસિપાલિટિને છે.

## ટીકા

ફરિયાદ ઉપર પ્રોસેસ ફી માફ મ્યુનીસીપાલીટીને થઇછે. નામદાર સરકારનો ઠરાવ તા. ૧૯ જુલાઇ સને ૧૮૮૪. નં. ૨૫૨૧ અને અરજીનો સ્ટાંપ કોરટ ફી આકટથી માફ થએલો છે.

**કૈરના ડબાની રૂલની કલમ ૪-૫-૬-૧૨-૧૪-૧૭ મુજબ મ્યુનિસિપાલીટીને અંગ્રેજ સરકારના તા. ૧૭ જાનેવારી સને ૧૮૭૭ નં. ૩૮૩.**

મ્યુનિસિપલ માલ મિલકતને નુકશાન લગાડ્યું હોય તે શી રીતે ભરી લેવું.

**૮૩. રકમ ૧ લી.**—જે કામ બાબત ગફલત બાબત અથવા હુકમ પ્રમાણે નહીં ચલવા બાબત કોઇ માણસની ઉપર આ આકટમાં ઠરાવેલી કાંઈ ગુન્હેગારીનો પેચ આવ્યો હોય તે કામને લીધે અથવા ગફલતને લીધે અથવા હુકમ પ્રમાણે નહીં ચલ્યાને લીધે તે માણસના હાથથી મ્યુનિશિપાલિટીની માલ મિલકતને કાંઇ નુકશાન લાગ્યું હોય તો તે તે નુકશાન ભરી આપવાને તથા ગુન્હેગારી આપવાને પણ લાયક થશે; અને નુકશાનની રકમ બાબત વાંધો પડે ત્યારે તે રકમ જે માણસની ઉપરં સદરહું ગુન્હેગારીનો પેચ આવ્યો હોય તે માણસની ઉપર જે માજીસ્ત્રેટે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય તે માજીસ્ત્રેટે ઠરાવવી. અને તે નુકશાનનો અવેજ માગે એટલે નહીં આપે તો જપ્તી કરીને તે વસુલ કરવો અને તે પ્રમાણે કરવાસારૂ તે માજીસ્ત્રેટે વારંટ આપવું.

**રકમ ૨ જી.**—જપ્તીનું અને વેચાણનું કામ ચલાવ્યાને બદલે અથવા આ આકટ પ્રમાણે ઠરાવેલું નુંકશાનનું વળતર અથવા ખર્ચ અથવા સઘળું નુંકશાન અથવા તેનો કાંઇ ભાગ જપ્તી કરતાં પણ વસુલ નહીં થાય તો તે આપવાને જે માણસ પાત્ર હોય તેની ઉપર અને મ્યુનિસિપાલીટીના હકની માલ મિલકતને અથવા હકને અથવા અધીકારને બીજી કોઇ રીતે જે માણસે નુકશાન લગાડયુ હોય અથવા તેમાં ફેરફાર કર્યો હોય અથવા નુકશાન લગાડે અથવા ફેરફાર કરે તેવું નજરમા આવે તે માણસની ઉપર પણ યોગ્ય હકુમતવાળી હરકોઇ કોર્ટમાં ફરીયાદ કરવાનો અધીકાર મ્યુનિસિપાલીટીને છે.

**રકમ ૩ જી.**—આ આકટ પ્રમાણે મ્યુનિસિપાલિટિને તથા તેના અમલદારોને અને નોકરોને જે અધિકાર મળ્યા હોય તેમાંનો કાંઇપણ અધિકાર ચલાવ્યાથી કાઇ માણસનુ નુકશાન થયું હોય તેને, મ્યુનિસિપલ ફંડમાથી વળતર આપવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

માજીસ્ત્રેટની હકુમત.

**૮૪.** આ આકટ પ્રમાણે અથવા આ આકટના ઠરાવ પ્રમાણે કરેલી પેટા કાનુન ઉપરથી જે જે ફરીયાદ કરવી હોય તે હરકોઈ માજીસ્ટ્રેટના આગળ કરવાનો અધિકાર છે. પછી તે માજીસ્ટ્રેટ મ્યુનિસિપલ કમીશનર હોય કે નહીં હોય તો પણ તે વાતની ચીંતા નથી, અને આ આકટ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે કરેલી કોઇપણ પેટની કાનુન ઉપરથી કરેલો દરએક દંડ અથવા ગુન્હેગારી અને બાબની અથવા બીજા કરની બાકી, અને સદરહુ બાકી સાથે વળી, તે બાકીની રકમના એક ચતુર્થાંશ કરતા કોઇપણ બાબતમા વધારે નહિ હોય એવો, જે દંડ સદરહુ માજીસ્ટ્રેટ ફરમાવે તે દંડ અને દુકાનનાં ભાડાની તથા બીજાં ભાડાંની તથા ફીની સઘળી બાકી તથા સઘળો ખર્ચ મ્યુનીસીપાલીટીના હુકમ ઉપરથી ફરીયાદ કરશે એટલે ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં જે રીત કહીછે તે રીતે સદરહુ માજીસ્ટ્રેટની આગળ સંક્ષેપ રીતે કામ ચલાવીને વસૂલ કરવાનો અધીકાર છે.

## ટીકા

આ કલમ મુજબ કામ ચુકવવાને બીજા વરગના માજીસ્ટ્રેટને શત્તા છે. મુંબાઈ હાઇકોરટ રૂલીંગ તા૦ ૯ ફેબ્રવારી સન ૧૮૭૧

મ્યુનિસિપાલ કાયદા પ્રમાણે કેદની શીક્ષા નહી કરવી. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૭ ડીસેમ્બર સને ૧૮૭૧.

જો દંડ નહીં વસુલ આવે એવું હોય અથવા વસુલ ન કરાય તો પછે કેદ થઇ શકે.

મુંબાઈ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૧ જુન સને ૧૮૭૫ તથા તા૦ ૨૪ જુન સને ૧૮૭૫

તોહોમતવાલાની તરફથી સાસુ હાજર થઇ હતી. દંડ રદ કીધો મુંબાઇ હાઈકોરટ રૂલીગ તા૦ ૭ અગષ્ટ સને ૧૮૮૪

તોહોમતવાલાની તરફથી સસરો હાજર હતો. માજીસ્ત્રેટે પીનલકોડની કલમ ૪ મુજબ કીધું હશે હાવા હલકા કામમાં કાંઇ વધારે કરવાનું નથી મુંબાઇહાઇકેરટ રૂલીંગ તા૦૨૯ અગષ્ટ સને ૧૮૮૪

મ્યુનિસિપાલીટીએ જે નોકરને ફરીઆદ કરવાની શતા આપી છે તેને કલમ ૨૫૦ મુજબ ફરીયાદ કરનારનો દંડ કીધો તે પ્રમાણે નોકરને દંડ થઇ શકે, મુબાઈ હાઇકોરટ રૂલીંગ તા૦ ૨૧ નવેમબર સને ૧૮૮૧

સને ૧૮૬૭ ના આકટ ૭ તા૦ મ્યુનિસિપાલ આકટ મુજબ દંડ મ્યુનિસિપાલિટીમાં અપાય છે તેથી ફરીયાદી અને શાક્ષી ભથાનો ખરચ મ્યુનિસિપાલીટી આપે. સરકારનો ઠરાવ નં. ૩૫૧૭ તા૦ ૨૬ શપટેમ્બર સન ૧૮૮૪

મ્યુનિસિપાલીટી કામ સર માણુસ બોલાવી શકે. સરકારનો ઠરાવ તા૦ ૨૦ અકટોબર સને ૧૮૭૨ નં૦ ૪૦૭૧

રસ્તાની જમીન દબાવી મ્યુનિસિપાલીટીએ તેને બોલાવ્યો પણ આવ્યો નહી તે ગુનો નથી. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૧૧ નવેમ્બર સને ૧૮૭૨

મ્યુનિસિપાલનો કાયદો તોડયા બાબતના કામની ચોકસી કરવાનો અને દંડ કરવાનો મેનેજીંગ કમીટીને અખત્યાર નથી. મુબાઇ હાઇ કોરટ રૂલીંગ તા૦ ૪ અકટોમ્બર સને ૧૮૭૨

હેવા કામો. કેલેડરમાં દાખલ કરવા નામદાર મુંબાઇ હાઇકોરટનો ઠરવ તા૦ ૧૭ મારચ સને ૧૮૯૦ નબર ૫૯૩

મ્યુનિસિપાલીટી ફોજદારી કામમાંથી પોતે નકલ કરી લેતો. નકલની ફી ન લેવીને સહીવાલી નકલ માગે તો ફી લેવી મેરબાન કમીશનર સાહેબનો ઠરાવ નં. ૪૧૪ તા૦૧૯ ફેબ્રવારી સન ૧૮૮૯

બધા કર અને બાકી વસુલ લેવાની ફરીયાદ ત્રણ માસમાં કરવી જોઇએ. અને તે ગુનાની ફરીયાદો છે. મુંબાઇ હાઇકોરટ રૂલીંગ તા૦ ૩ ડીસેમ્બર સન ૧૮૮૮

જમના પુજાએ જમીનપર પોતાનો હક બતાવેલો તે કામમાં દીવાનીમાં દાવો કીધો હતો. તે કામમાં ઠરાવ્યું કે જ્યાં સુધી જમીન વીશે દીવાની કોરટનો ચુકાદો થયો નથી ત્યાંહ સુધી ફોજદારી કોરટે તે વિશે ઇનસાફ કરવાનો નથી. સજા રદ કરી દંડ પાછો આપ્યો.

અમદાવાદ ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ સાહેબનો હુકમ તા૦ ૨૨ ૧૨–૭૬

મ્યુનિસિપાલના ગુના બાબત પરહદમાંથી માણુસ બોલાવાય નહીં સરકારનો ઠરાવ તા૦ ૧૪ અગષ્ટ સને ૧૮૭૬ નં૦ ૪૬૯૪

વારંટ કાડેલુ માંડી વાળવું એ સત્તા કમીટીની નથી. માજીસ્ત્રેટે માંડી વાળવું અમદાવાદના ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ સાહેબનો હુકમ તા૦ ૧૭–૬–૭૯ ના૦ ૨૩૨

પદ્ધતીમાં ખામી હોય તો પણ જપ્તી કાયદા સર છે.

૮૫. સમનમાં અથવા ગુન્હાની સાબિતીના ઠરાવમાં અથવા જપ્તીનાં વારંટમાં અથવા તેને લગતાં બીજાં કામમાં કાંઇ ખામી હોય તેથી અથવા તે પદ્ધતી પ્રમાણે નહીં હોય તેથી આ આકટ પ્રમાણે કાંઇ જપ્તી કરી હોય તે કાયદા વિરૂદ્ધ છે એવું સમજવું નહીં. અને તે જપ્તી કરનારો અતિક્રમણ કરનારો થાયછે એવું સમજવું નહીં. અથવા તે માણુસે આગળ જતાં કાંઇ કામ ગેર રીતે ચલાવ્યુ હોય માટે તે આરંભથીજ અતિક્રમણ કરનારો છે એવું સમજવું નહી. પણ ઉપર કહ્યા પ્રમાણે ગેર રીતે કામ ચલાવ્યાના સબબથી જે માણુસોનું નુકસાન થયુ હોય તે સઘળાં માણુશોને યોગ્ય હકુમતવાળી હરકોઇ કોરટમાં તે વિશેષ નુકસાનનું પુરેપુર વળતર વસુલ કરવાનો અધિકાર છે.

૮૭. કોઇ માણુસ આ આકટના ઠરાવ વિરૂદ્ધ પોલીશના કોઇ અમલદારના દેખતાં કાંઇ

પોલીસ અમલદારોના અધિકાર.

પણ ગુનહા કરતું હોય તેનું નામ તથા ઠામ ઠેકાણું તે અમલદારને માલમ નહીં હોય અથવા તે માણસ પોતાનું નામ તથા ઠામ ઠેકાણું કહેવાની ના કહેશે, અથવા નામ તથા ઠામ ઠેકાણું કહ્યું હશે પણ તેના ખરાપણા બાબત તે પોલીશ અમલદારને શક આવવાનું કારણ હસે તો તે માણસને પકડવાનો અખત્યાર પોલીસ અમલદારને છે અને તે માણસનું નામ તથા ઠામ ઠેકાણું ખરેખરૂં માલમ પડે ત્યાં સુધી તેને થાણામાં અટકાવી રાખવાનો અખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે આ આકટના ઠરાવ પ્રમાણે પકડેલાં હરકોઈ માણસને માજીસ્ટ્રેટની આગળ લાવતાં જેટલી વાર લાગે તે કરતાં વત્તી વાર સુધી અથવા ઘણામાં ઘણા ૨૪ કલાક કરતાં વત્તી વાર સુધી કોઇ પણ માજીસ્ટ્રેટના હુકમ વગર કોઇપણ રીતે અટકાવી રાખવું નહીં.

રકમ ૨ જી.—આ આકટના ઠરાવ વિરૂધ કાંઈ ગુન્હો થયો હોય તે ગુન્હા બાબત મ્યુનિશિપાલિટીને તાબડતોબ ખબર આપવી અને મ્યુનિશિપલ (ખાતાના) અમલદારો અને નોકરો પોતાનો કાયદેશર અખત્યાર ચલાવતા હોય ત્યારે તે સઘળા જણાને મદદ કરવી, એ પોલીશના સઘળા અમલદારોનું કામ છે.

## ટીકા.

પોલીસના ખરચને માટે નવો ટાકસ વધારો તે મંજુર થવા કમીટીમાંથી તા૦ ૨૧ એપ્રીલ સન ૧૮૭૧ નં૦ ૧૮૫૭ નો કાગલ લખ્યો તે ઠરાવેલો ટાકસ તા૦ ૨૨ જુન સન ૧૮૭૧ નં. ૧૬૬૫ના નામદાર સરકારના ઠરાવથી મંજુર થયો. પોલીસના ખરચને માટે કમીટીની આમદાનીમાંથી એક પચમાંઉસ આપવા તા૦ ૫ જુન સન ૧૮૭૨ નં૦ ૧૫૩૫ નો નામદાર સરકારનો ઠરાવ છે.

## ૭—મ્યુનિશિપલ હિસાબ અને સરકારનો નિરબંધ.

ત્રીમાહી અને વારસીક હીસાબ. બજેટ એસટીમેટ।

"૮૮. રકમ ૧—દરએક મ્યુનિશિપાલિટીએ પોતાની નિયમિત કાળની સાધારણ સભા ભરાય તે સભામાં, ગયા એપ્રીલ મહીનાની ૧ લી તારીખથી જે મુદત વીતી ગઇ તેટલી મુદતમાં થયેલા મ્યુનિશિપલ ફંડના જમા ખરચનો પુરેપુરો હીસાબ અને એપ્રીલ મહીનામાં ભરનારી પોતાની સદરહુ પ્રકારની સાધારણ સભામાં, ગયા મારચ મહીનાની ૩૧ મી તારીખને રોજ પુરી થનારી નગદી સાલસારૂ થયેલો સદરહુ પ્રકારનો જમા ખરચનો પુરેપુરો હીસાબ, તે વખતે તરતજ શરૂ થયેલી નગદી સાલસારૂ મ્યુનિશિપાલિટીની ઉપજ અને ખરચના બજેટ *એસ્ટીમેટસહીત, તઈઆર કરાવીને પોતાની પાસેગુજરાવવો જોઇએ."

રકમ ૨ જી. મ્યુનિસિપાલિટીએ પછી તે ગયા વરશના હિસાબ પસાર કરવા, અથવા તેનું આડિટ એટલે તપાસ પેહેલાં થઇ નહીં હોય તો તે થયા પછી પસાર કરવા અને હમણાંજ શરૂ થયેલાં વરસનાં બજેટમાં જે ખર્ચમાં જેટલા રૂપીઆ વાપરવાનું અને જે રીતે અને જે ઇલાજ કરીને વાપરવાનું લખ્યું હોય તે બાબત ઠરાવ કરવો. સદરહુ પ્રમાણે મંજુર કરેલું બજેટ પ્રસંગ પ્રમાણે વખતે વખતે વધારે ઘટાડે અથવા ફેરવે, યોગ્ય દેખાય તે પ્રમાણે તે કામ સારૂ સ્પેશિયલ જનરલ મીટીંગ બોલાવીને તેમાં વધારો ઘટાડો કરવાનો અથવા ફેરફાર કરવાનો અધિકાર છે.

૮૯. મ્યુનિસિપલ હિસાબનું એડિટ વખતે વખતે અને વરસમાં નેહાન એકવાર મ્યુનિ-

*બજેટ-એસ્ટિમેંટ એટલે અંદાજા પત્રક અથવા ઉપજ તથા ખરચનો સુમાર. S. P. P.

**હિસાબનું ઓડિટ (એટલે) તપાસ.**

સિપાલિટીની કાનુનોમાં જે માણસો ઠરાવવામાં આવશે તે માણસોના હાથે થવું જોઇએ. ઓડિટરને અથવા ઓડિટરોને પોતાનાં અધિકારનાં કારણ સારૂ મ્યુનિસિપાલિટીના સઘળા હિસાબ તથા બીજાં દફતરો જોવાનો અધિકાર છે.

**હિસાબ સરકારમાં મોકલવા.**

૯૦. મ્યુનિસિપાલિટી વાર્શિક હિસાબ આખરના પશાર કરે ત્યાર પછી તાબડતોબ તે તેની એક નકલ અથવા ગવરનર ઇન કૌન્સિલ ફરમાવે તે નમુના પ્રમાણે હિસાબ ગવરનર ઇન કૌન્સિલની ઉપર અથવા તેઓએ યોગ્ય રીતે જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારની ઉપર મોકલવો અને તેઓ વખતે વખતે ફરમાવે તે પ્રમાણે તે હિસાબ બાબતની વિગત તથા દસ્તાવેજ પણ મોકલવા.

## ૮—મ્યુનિસિપલ કામ ઉઘાડી રીતે ચલાવવું.

**હિસાબ છપાવીને પ્રસિધ કરવા.**

૯૪. જમે ખર્ચના ત્રીમાહી અને વાર્શીક હિસાબ અને બજેટ મંજુર થયા પછી બજેટ સઘળા લોકોને જોવા દેવું અને તે ઠેકાણે અથવા તે ઠેકાણાની પાસે કાંઇ વર્તમાન પત્ર છપાતું હોય તેમાં દેશ ભાષામાં તે હિસાબ અને બજેટ છપાવીને પ્રસિધ કરવું અથવા મ્યુનિસિપાલિટી જે બીજી કાંઇ રીત પસંદ કરે તે રીતે પ્રસિધ કરવું.

—— ❧ ——

# સને ૧૮૮૪ નો મુંબાઇનો આક્ટ ૨ જો

## મુંબઇનો ડિસ્ટ્રિકટ મ્યુનિસિપલ આક્ટ સુધારવા બાબતનો આક્ટ.

જે અર્થે મુંબઇના ડિસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ આક્ટ હેઠળ કહેલી રીતે સુધારવો યોગ્ય છે; તે અર્થે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

### પ્રથમ નિયમો.

ટુંકુ નામ.

૧. આ આક્ટને "સન ૧૮૮૪ નો મુંબઇનો ડિસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ આક્ટ સુધારવા બાબતનો આક્ટ" કહેવો, અને આ આક્ટ તથા મુંબઇનો ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ આક્ટ કે જેને આગળ "મુખ્ય આક્ટ" કહ્યો છે એ બંનેને ભેગા "સન ૧૮૭૩ ના તથા સન ૧૮૮૪ ના મુંબઇના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ આક્ટો કહેવા.

ક્યાંહાં ક્યાંહાં લાગુ છે.

આ આક્ટ તથા મુખ્ય આક્ટ મુંબાઇ શેહેર શિવાય આખા મુંબાઇ ઇલાકાને લાગુ છે.

અર્થ.

૨. મુખ્ય આક્ટ તથા આ આક્ટ એકજ છે એમ સમજીને આ આક્ટનો અર્થ કરવો જોઇએ.

(આક્ટો) રદ કરનારી કલમ.

૩. આ આક્ટ સાથે જોડેલાં પરીશિષ્ટમાં કહેલા આક્ટો તથા કાયદાઓ તે પરિશિષ્ટના ત્રીજા આસનમાં કહ્યું છે તેટલે સુધી રદ કર્યા છે.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ રદ કરવાથી સદરહુ આક્ટો તથા કાયદાઓ પૈકી કોઇ પણ આક્ટો તથા કાયદા પ્રમાણે જે કાંઇ આગાઉ કરયું હશે તેનાં વ્યવહારોપયોગીપણાને અથવા અવ્યવહારોપયોગીપણાંને બાધ આવશે નહી. અને તે રદ કરવું આ આક્ટ અમલમાં આવતી વખતે વિદ્યમાન થોડી મુદત સુધીની મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં લાગુ થશે નહીં.

વળી એવું ઠરાવ્યું છે કે આ આક્ટ અમલમાં આવતી વખતે વિદ્યમાન હશે તે દરેક કાયમ મ્યુનિસિપાલ ડિસ્ટ્રિકટ માંહેના મ્યુનિસિપાલ કમિશનર નીમવાનો ક્રમ ગવરનર ઇનકાઉનસિલ આ આક્ટની ૧૧ મી કલમ પ્રમાણે એવી દરેક મ્યુનિસિપાલ ડિસ્ટ્રિકટને માટે તારીખ જાહેર કરે ત્યાં સુધી જાણે આ આક્ટ પસાર થયો નથી એમ સમજીને ચાલશે.

અર્થની કલમ.

૪. મુખ્ય આક્ટમાં તથા આ આક્ટમાં વિષયથી અથવા આગલા પાછલા સબંધથી બાંધ આવતો ન હોય:—

"મુંબાઇનું સરકારી ગ્યાઝેટ."

(૧) જ્યાં જ્યાં "મુંબઇનું સરકારી ગેઝીટ" આ શબ્દો આવતા હોય ત્યાં ત્યાં તેમને બદલે સિંધમાં "સીંધ સરકારી ગેઝીટ" આ શબ્દો દાખલ કરવાના છે એવું સમજવું.

"મ્યુનિસિપાલ ડિસ્ટ્રીક્ટ.

(૨) "મ્યુનિશિપાલ ડિસ્ટ્રીક્ટ" આ શબ્દનો અરથ મુખ્ય આક્ટ પ્રમાણે જે કોઇ સ્થાનીક ક્ષેત્ર હાલમાં મ્યુનિસિપાલ ડિસ્ટ્રિકટ હોય તે સ્થાનિક ક્ષેત્ર, અને જે કોઇ સ્થાનિક ક્ષેત્ર હવે પછી આ આક્ટની ૫ મી કલમ પ્રમાણે મ્યુનિસિપલ ડીસ્ટ્રીક્ટ કરવામાં આવે અને સદરહુ કલમના ઠરાવ પ્રમાણે સદરહુ મ્યુનીસીપાલ ડીસ્ટ્રીક્ટ હોવાની બંધ થઇ ન હોય તો તે સ્થાનીક ક્ષેત્ર એવો સમજવો.

**કલમ ૪ ની પેટા રકમ ૨ સુધારી છે તે નીચે મુજબ વાંચવી.**

"મ્યુનિસિપલ ડિસ્ટ્રીક્ટ

(૨) "મ્યુનિસિપલ ડિસ્ટ્રીક્ટ" આ શબ્દનો અર્થ મુખ્ય આકટ પ્રમાણે જે કોઇ સ્થાનિક ક્ષેત્ર હાલમાં મ્યુનિશિપલ ડિસ્ટ્રીકટ હોય તે સ્થાનિક ક્ષેત્ર, અને જે કોઇ સ્થાનિક ક્ષેત્ર હવે પછી આ આકટનિ ૫ મી કલમ પ્રમાણે મ્યુનિશિપલ ડીસ્ટ્રીકટ કરવામાં આવે તે સ્થાનિક ક્ષેત્ર હેનો સમજવો પણ જો સદરહુ મ્યુનિશીપલ ડિસ્ટ્રીકટ સદરહુ કલમના ઠરાવ પ્રમાણે બંધ થઇ ન હોય તો આ પ્રમાણે સમજવો.

## ટીકા

મ્યુનિસિપાલીટીની હદ તા૦ ૨૪ નવેમબર સન ૧૮૮૨ મુંબાઇ સરકારના ગેઝીટ પાને ૭૪૯ મે છપાઇ છે.

મુખ્ય આકટમાં:—

સન ૧૮૭૩ના મુંબઇના ૬ ઠા આકટમાંના કેટલા એક વાકયો ની વાખ્યા કરી.

(૩) "આ આકટ અમલમાં આવ્યાની તારીખ," "આ આકટ પાસ થયાની તારીખ" એ તથા એના જેવાં બીજાં વાકયોનો અરથ સિંધમાં સન ૧૮૭૮ ના અકટોમબર મહિનાની પહેલી તારીખ એવો સમજવો.

આ આકટમાં:—

"સરકારનો પગારદાર નોકર.

(૪) "સરકારનો પગારદાર નોકર" આ શબ્દોમાં જેણે સરકારી ચાકરી છોડી હોય ને જેને પેનસન મળતું હોય એવા સરકારી નોકરનો સમાવેસ થતો નથી.

"ભાગનો કમીશનર."

(૫) "ભાગનો કમીશનર" આ શબ્દોનો અર્થ, સિંધમાં, સિધનો કમીશનર તથા બીજે ઠેકાણે, સન ૧૮૭૯ ના મુંબઇના જમીન—મેહેસુલના કાયદા પ્રમાણે નીમેલો ભાગનો કમીશનર એવો સમજવો.

## ૨.—મ્યુનિસિપાલિટીઓની રચના.

### મ્યુનિસિપાલ ડિસ્ટ્રીકટો.

મ્યુનિસિપાલ ડિસ્ત્રિકટોની વાખ્યા.

૫ આ આકટની ૮ મી તથા ૯ મી અને ૧૦ મી કલમના ઠરાવોને અનુસરીને, ગવરનર ઇનકાઉનસીલને, મુંબઇના સરકારી ગ્યાઝીટમાં વખતે વખતે જાહેરનામું છાપીને કોઈપણ સ્થાનિક ક્ષેત્ર મ્યુનિસિપાલ ડિસ્ત્રિકટ છે એવું ઠરાવવાનો અધિકાર છે, અને તેમને વખતે વખતે તેવુંજ જાહેરનામું છાપીને એવી કોઇપણ મ્યુનિસિપાલ ડીસ્ત્રીકટની હદ વધારવાનો, ઓછી કરવાનો અથવા બીજી રીતે તેમાં ફેરફાર કરવાનો, અથવા કોઇપણ સ્થાનિકક્ષેત્ર ફલાણી તારીખથી જાહેરનામામાં તે તારીખ લખવી, મ્યુનિસિપાલ ડીસ્ત્રીકટ હોવાનું બંધ થશે એવું ઠરાવવાનો અધીકાર છે.

કોઈ નવી મ્યુનિશિપલ ડીસ્ટ્રીકટ સ્થાપન કરવા બાબતનાં, અથવા કોઇ વિદ્યમાન મ્યુનીશિપલ ડીસ્ટ્રીકટની હદમાં ફેરફાર કરવા બાબતનાં, એવાં દરએક જાહેરનામામાં, એવી મ્યુનિશિપલ ડિસ્ટ્રકટમાં જે ક્ષેત્ર દાખલ કરવાનું અથવા તેમાથી કહાડવાનું હશે, જેમ હોય તેમ, તે ક્ષેત્રની સ્થાનિક હદ સ્પરટપણે કહેવી જોઇએ.

જ્યારે કોઇ સ્થાનિક ક્ષેત્ર મ્યુનીશીપલ ડીસ્ટરીકટ હોવાનું બંધ થાય ત્યારે તે ઠેકાણે સ્થાપેલી મ્યુનિશિપાલીટી બંધ થશે, અને એવી કોઇ મ્યુનીશીપાલીટીને, અથવા મુખ્ય આકટની ૨૦ મી કલમના અમલની રૂઇએ જે કોઈ મ્યુનીશીપાલીટી હોવાની બંધ થયેલી હશે અથવા તે આકટની ૧૬ મી કલમ પ્રમાણે ભાગી નાંખી હશે તે મ્યુનીશીપાલીટીને પ્રાપ્ત થયેલી માલમીલકત અને હક, તેઓને જે ચારજો તથા જવાબદારીઓ લાગુ હશે તેગને અનુસરીને ગવર

નર ઇનકાઉન્સીલને પ્રાપ્ત થશે, અને તેની ઉપજ, જો કાંઇ હશે તો, સદરહુ મ્યુનીશીપાલીટી ના જે સ્થાનીક ક્ષેત્રમા હકુમત હતી, તે સ્થાનીક ક્ષેત્રના હીતસારૂ ગવરનર ઇન કાઉનશીલે ખરચ કરવો જોઇયે.

આ આકટ અમલમાં આવે ત્યારે વીધમાન મ્યુનીશીપલ ડીસ્ટ્રીકટોની સ્થાનીક હદ ઠરાવવી.

૬. આ આકટ અમલમાં આવે તે તારીખ પછી, જેમ બને તેમ જલદી, ગવરનર ઇન કાઉનશીલ મુંબાઇ સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસીધ કરીને, સદરહુ તારીખને રોજ વીધમાન હશે તે અને જે તે તારીખ પછી હોવાની બંધ થઇ નહીં હોય તે દરએક મ્યુનીસીપલ ડીસટરીકટની સ્થાનીક હદ સ્પષ્ટપણે ફરમાવશે, અને આ પ્રમાણે ફરમાવેલી હદની અંદર મુખ્ય આકટ અને આ આકટ અને સદરહુ મ્યુનીશીપલ ડીસટરીકટને લાગુ હશે તે સઘળો કાનુંન, પેટાકાનુન તથા હુકમ અમલમાં છે એ બાબત સદરહુ જાહેરનામું નીરંતર પુરાવો સમજવો જોઇએ.

મ્યુનીશીપાલ હદ નિશાનોથી દરસાવવી.

આવા પ્રકારની દરએક મ્યનિશિપલ ડીસ્ત્રીકટમાંની મ્યુનીશીપાલીટીએ અને આ આકટ પ્રમાણે નવી સ્થાપન કરેલી દરએક મ્યુનીશીપાલીટીએ અને જે મ્યુનીશીપાલીટીની સ્થાનિક હદમાં ઉપર કહ્યા પ્રમાણે ફેરફાર કરેલા હશે તે દરએક મ્યુનીશીપાલીટીએ આ કલમના પેહેલા પારેગ્રાફ પ્રમાણે કહાડેલાં જાહેરનામાની અથવા મ્યુનશીપાલીટી સ્થાપન કરનારા અથવા તેની સ્થાનીક હદમાં ફેરફાર કરનારાં જેમ હોય તેમ, જાહેરનામાની તારીખથી ૬ મહીનાની અંદર તેના અધીકારને પાત્ર રેહેનાર મ્યુનશીપાલ ડીસ્ત્રીકટની હદ અથવા બદલેલી હદ સદરહુ જાહેરનામામાં કહયા મુજબ બતાવનારાં મજબુત હદ નીશાન કલેકટર મંજુર કરે તેવા પ્રકારનાં તથા તેવી જગાએ ખુદ પોતાને ખરચે ઉભાં કરવાં અથવા બંધાવવાં એ તે મ્યુનશીપાલીટીનું કર્તવ્ય કરમ સમજવું.

## ટીકા

નદી અથવા જરાના કીનારા મ્યુનિસિપાલીટીની હદમાં હોય તો પણ તે સરકારે બક્ષીસ આપેલા નહીં હોય તો કીનારા મ્યુનીસિપાલીટીના નથી સરકારી છે સરકાર તા૦ ૬ જુન સને ૧૮૮૫ નં૦ ૪૫૫૧

રેતી, કાંકરી મ્યુનિસિપાલીટીની હદની હોય તેની ઉપજ મ્યુનીશીપાલીટીમાં આપવી. મુંબાઇ સરકાર તા૦ ૨૮ મારચ સન ૧૮૮૪ નં૦ ૧૦૨૬

મ્યુનશીપાલ ડીસ્ત્રીકટ થોડી મુદત ને માટેની અથવા કાયમની હશે

૭ પાંચમી કલમ પ્રમાણે સ્થાપેલી મ્યુનશીપાલ ડીસ્ત્રીકટ થોડી મુદતને માટેની હશે અથવા કાયમની હશે.

કયાં સ્થાનીક ક્ષેત્રોને થોડી મુદતને માટેની મ્યુનીશીપલ ડીસટરીકટો સમજવાં

૮. જે કોઇ સ્થાનીક ક્ષેત્રમાં મુદતે મુદતે મેળો ભરાય છે, અથવા જ્યાંહાં મુદતે મુદતે જાત્રાળુ લોકો જાય છે, તે સ્થાનીક ક્ષેત્રને, એવો મેળો અથવા જાત્રા ચાલુ હશે ત્યાંહાં સુંધી એવા મેળામાં જનારાં લોકો અથવા જાત્રાળુ લોકો જે કોઇ પાસેના સ્થાનીક પ્રદેશમાં જતાં આવતાં હશે તે પ્રદેશ સહીત, થોડી મુદતને માટેની મ્યુનીશીપલ ડીસટરીકટ તરીકે ઠરાવવાનો અધિકાર છે.

કયાં સ્થાનીક ક્ષેત્રો મ્યુનશીપલ ડીસ્ત્રીકટો છે એમ સમજવું.

૯. જે કોઇ સ્થાનીક ક્ષેત્રમાં:—

(અ) કોઇ શેહેર, કસબો અથવા થાણું અથવા એ અથવા વધારે પાસે પાસેના શેહેરો, કસબા અને થાણાં, તેની અથવા તેઓની પાસેનું કોઇપણ ગામડું, પડ અથવા જમીન એ સુધ્ધા અથવા શીવાય આવેછે; અથવા

(બ) કોઇ એક ગામડું, અથવા પરૂ, અથવા પાસે પાસેનાં બે અથવા વધારે ગામડાં અથવા પરાં આવે છે, તે સ્થાનીક ક્ષેત્ર કાયમ મ્યુનશીપાલ ડીસ્ત્રીકટ છે એવું ઠરાવવાનો અધીકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે કોઇ પણ શેહેરનો, કસબાનો થાણાનો અથવા પરાંનો, જે બીજું કોઇ સેહેર, કસબો; થાણું અથવા પરૂં, જે જમીન ઉપર ધરો નહીં હોય એવી એક માઇલ કરતાં વધારે વીસ્તારની જમીનથી છુટું પડેલું હોય તેની સાથે, તેવુંજ વીશેશ કારણ હોયા વગર એક કાયમ મ્યુનશીપાલ ડીસ્ત્રીકટમાં સમાવેશ કરવો નહીં, અને તેવાંજ વીશેશ કારણ હોય તે ૧૦ મી કલમમાં કહેલા ઢંઢેરામાં અને ૫ મી કલમમાં કહેલા જાહેરનામામાં સ્પષ્ટ રીતે કેહેવાં જોઇએ; અને જે કોઇ ક્ષેત્રની વસ્તી બે હજાર માણસો કરતાં ઓછી હશે તે ક્ષેત્રમાં સદરહુ પ્રકારની મ્યુનશીપલ ડીસ્ત્રીકટ સ્થાપન કરવી નહીં.

જે મ્યુનશીપલ ડીસ્ત્રીકટમાં બે અથવા વધારે જગાઓ આવે તે મ્યુનસીપાલ ડીસ્ત્રીકટોનુંનામ.

જયારે જુદાં જુદાં નામ હોય એવી બે અથવા વધારે જગાની એક મ્યુનશીપાલ ડીસ્ત્રીકટ કરી હોય ત્યારે તે મ્યુનશીપલ ડીસ્ટ્રીકટનું નામ ગવરનર ઇન કાંઉનશીલે ઠરાવવું જોઇએ.

કાયમ મ્યુનશીપલ ડીસ્ટ્રીકટો

૧૦ કોઇ પણ સ્થાનીક ક્ષેત્રને કાયમ મ્યુનશીપલ ડીસ્ટ્રીકટ તરીકે ઠરાવનારૂં, અથવા એવી કોઇ પણ ડીસ્ટ્રીકટના હદમાં ફેરફાર કરનારૂં અથવા કોઇ સ્થાનીક ક્ષેત્ર મ્યુનીશીપલ ડીસ્ત્રીકટ હોવાનું બંધ થસે એવું ઠરાવનારૂં કોઇ પણ જાહેરનામું પ્રસીધ કરવાની અગાઉ ઓછામાં ઓછા બે મહીના આગમચ ગવરનર ઇન કાંઉનશીલે, એવા સ્થાનીક ક્ષેત્રને મ્યુનશીપલ ડીસ્ત્રીકટ કરવાનું અથવા તે મ્યુનસીપલ ડીસ્ત્રીકટની હદમાં અમુક રીતે ફેરફાર કરવાનું અથવા એવું સ્થાનીક ક્ષેત્ર મ્યુનશીપલ ડીસ્ત્રીકટ હોવાનું બંધ થશે એવું ઠરાવવાનું જેમ હોય તેમ, યોજયું છે એવો એક ઢંઢેરો મુંબાઇ સરકારી ગ્યાઝેટમાં અંગરેજી ભાશામાં; તથા સ્થાનીક વરતમાન પત્રો હોય તો, તેઓમાંના ઓછામાં ઓછાં એક વરતમાન પત્રમાં જે ડીસ્ત્રીકટમાં એવું સ્થાનીક ક્ષેત્ર હશે તે ડીસ્ત્રીકટની ભાશામાં પ્રશીધ કરાવવો જોઇએ; અને સદરહુ સ્થાનીક ક્ષેત્રમાંહેને પ્રશીધ ઠેકાણે સદરહુ ડીસતરીકટની ભાશામાં તે લગાડવો જોઇએ, અને તેમાં લખવું જોઇએ કે સદરહુ યોજના બાબત જે માણસોને કાંઇ હરકત હોય તે સઘળાં માણસોએ, તે હરકત કારણો સુધાં સદરહુ ઢંઢેરાની તારીખથી બે મહીનાની અંદર સરકારના કોઇ એક સેક્રટરી ઉપર લખી મોકલવી.

સદરહુ પ્રમાણે જો હરકત લખી મોકલી હોય તો તે ગવરનર ઇન કાંઉનશીલના મત પ્રમાણે અપુરતી અથવા અવ્યવહારોપયોગી હોયા સીવાય ઉપર કહેલા પ્રકારનું જાહેરનામું તેમણે પ્રસિધ કરવું નહીં.

મ્યુનશીપાલીટીઓની સાધારણ રચના

૧૧ દરએક કાયમ મ્યુનસીપલ ડીસ્ટ્રીકટમાં એક મ્યુનીશીપાલીટી હોવી જોઇએ.

આ આકટમાં આગળ બીજી રીતે ઠરાવ્યું છે તે ખારેજ કરીને આ આકટ પ્રમાણે નવી સ્થાપેલી સદરહુ પ્રકારની દરએક મ્યુનશીપાલીટીમાં, અને આ આકટ અમલમાં આવે તે વખતે દરએક વીદ્યમાન કાયમ મ્યુનશીપલ ડીસ્ટ્રીકટ સારૂ ગવરનર ઇન કાંઉનશીલ જે તારીખ જાહેર કરશે તે તારીખે અને તે તારીખ પછી એવી દરએક મ્યુનશીપલ ડીસ્ટ્રીકટ માંહેની મ્યુનીશીપાલીટીમા:—

(અ) ચુંટી કહાડેલા કમીશનરો હશે;

(બ) જે સખશોને ગવરનર ઇન કાંઉનશિલ, અથવા આ બાબત જે કોઈ અમલદારને તે અખીકાર આપસે તે અમલદાર નીમે, એવા કોઇ સખશો હશે તો, તે સ

ખશે હશે, તે સખસોને "નીમેલા કમીશનરો" કહેવામાં આવશે.

પણ એવું ઠરાવ્યું છે કે ચુંટી કહાડેલા કમીશનરોની સંખ્યા, અધ્યક્ષ શીવાય, કુલ સંખ્યાના અર્ધ કરતાં ઓછી નહીં જોઇએ, અને નીમેલા કમીશનરો પૈકી અર્ધ કરતાં વધારે કમીશનરો સરકારના પગારદાર નોકર નહી જોઇએ.

ગવરનર ઇન કાંઉનશીલને,

૧૨ ગવરનર ઇન કાંઉનશીલે વખતે વખતે—

કમીશનરોની કુલ સંખ્યા ઠરાવવાનો અધીકાર છે.

(અ) દરએક મ્યુનશીપાલીટીમાં કમીશનરોની કુલ શંખ્યા કેટલી હોવી જોઇએ એ ઠરાવવું જોઇએ.

ચુંટી કહાડેલા અને નીમેલા કમીશનરોનું પ્રમાણ ઠરાવવાનો અધીકાર છે.

(બ) કોઇ કમીશનરો નીમવાના હોય તો તેઓનું પ્રમાણ અને જે સરકારના પગારદાર નોકર હોય તેઓની શંખ્યા, પાછળની છેલી કલમના ઠરાવોને અનુંસરીને ઠરાવવી જોઇએ.

ચુટણીનું નીયમન કરવાની કાંનુંન કરવાનો અધીકાર છે

(ક) ચુંટી કહાડવાના કમીશનરોની ચુટી કહાડવાની તારીખો અને વખત અને રીત ઠરાવવા સારૂ ઉમેદવારોની અને મતવાળાઓની લાયકી શી જોઇએ તે ઠરાવવા સારૂ અને સાધારણતઃ એવી ચુટણીનું નીયમન કરવા સારૂ આ આકટને અનુંસરીને કાનુંન કરવાંજોઇએ

પણ એવું ઠરાવ્યું છે કે,

કેટલીએક લાયકી કબુલ કરવા બાબત વિશેષ ઠરાવ; અને.

(ડ) ઉમેદવારોના સબંધમાં ૧૯ મી કલમમાં અને મતવાળાઓના સબંધમાં ૨૨ મી કલમમાં કહેલી નાલાયકીને પાત્ર રહીને કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં રેહેનારો કોઇ યુનિવરશીટીનો દરએક ફેલો, અને દરએક ગ્રાજ્યુએટ, હાઇકોર્ટની સનદ ધારણ કરનાર દરએક વકીલ, દરએક જ્યુરર, દરએક આસેસર અને દરએક આનરરી માજીસ્ટ્રેટ અને દરએક મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ સારૂ જે ઓછામાં ઓછી રકમ સરકાર વખતે વખતે ઠરાવશે તે રકમ કરતાં ઓછી નહીં હોય તેટલી રકમનો મ્યુનિસિપલ કર આપનારો દરએક સખસ, સદરહુ ડિસ્ટ્રકટમાંની સદરહુ ચુંટણીઓની વખતે ઉમેદવાર અને મતવાળા આ બેઉ હુદાને માટે લાયક થશે.

લાયકીમાં ઠરેલો ફેરફાર કયારે અમલમાં આવશે તે બાબત વિશેષ ઠરાવ.

(ઇ) આ કલમ પ્રમાણે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં પેહેલી ચુંટણી થયા પછી હરકોઇ વખતે, ઉમેદવારોની અથવા મતવાળાઓની લાયકીમાં કાંઇ ફેરફાર કરવામાં આવેતો તે, અથવા કાંઇ વધારો કરવામાં આવેતો તે, જે તારીખે એવો ફેરફાર કરયો હશે અથવા એવો વધારો કરયો હશે તે તારીખથી છ મહીનાની અંદર એવી ડિસ્ટ્રિકટમાં અમલમાં આવનાર નથી.

અપવાદની બાબતમાં મ્યુનિસિપાલટીની રચના.

૧૩. પાછળની છેલ્લી બે કલમ માંહેના ઠરાવ, *હિલ સ્ટેશનની કોઇ કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટને અથવા જે કોઇ કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટને તે નાહાની હોવાને લીધે, અથવા તેમાંના રેહેવાશીઓની પછાત પડવાની સ્થિતીને લીધે, અથવા બીજાં એવાંજ અપવાદનાં કારણને લીધે સદરહુ કલમ માંહેના ઠરાવ માફક આવે એવા નથી એવું. ગવરનર ઇન

---

* હિલસ્ટેશન એટલે પાહાડ ઉપર વસાવેલાં થાણાં જેવાં કે મહાબ્લેશ્વર, માથેરાન ઇત્યાદી. S.P.P.

કાંઉનસીલ સદરહુ કારણો એક જાહેરનામામાં લખીને તે જાહેરનામું મુંબાઇના સરકારી ગ્યાઝેટનાં પ્રસિધ કરીને, હરકોઇ વખતે ફરમાવશે, તે કોઈ કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટને લાગુછે એમ સમજવું નહીં

એવી કોઈ પણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ માંહેની મ્યુનિસિપાલિટિમાં સઘળા નીમેલા કમીશનરો હશે અથવા કેટલાએક નીમેલા કમીશનરો અને કેટલાએક ચુટી કાહાડેલા કમિશનરો હશે તથા તેઓ, આ કલમના પેહેલા પારેગ્રાફ પ્રમાણે પ્રસિધ કરેલાં જાહેરનામામાં, અથવા સદરહુ પ્રમાણે, પ્રસિધ કરેલાં હવે પછીનાં કોઇ પણ જાહેરનામામાં ગવરનર ઈનકાંઉનસિલને જે પ્રમાણ જે સખશે, જે રીત અને જે શરત ઠરાવવાનું યોગ્ય લાગશે, તે પ્રમાણ પ્રમાણે, અને તેવાં માણસોએ, તેવી રીતે અને તેવી શરતો લાગુ રહીને નીમેલા અથવા ચુંટી કાહાડેલા હશે.

ગવરનર ઇનકાંઉનશીલને આ કલમ પ્રમાણે તેમણે પ્રસિધ કરેલાં કોઇ પણ જાહેરનામામાં કોઇ પણ વખતે ફેરફાર કરવાનો, અથવા તે રદ કરવાનો, અખત્યાર છે; અને આ કલમના પેહેલા પારેગ્રાફ પ્રમાણે કરેલું કોઇ પણ જાહેરનામું રદ કરવામાં આવશે તો તે રદ કરવું જે મ્યુનિસિપાલીટીને બાધક થશે તે મ્યુનિસિપાલિટી આ બાબતમાં ગવરનર ઇન કાંઉનશીલ જે તારીખ ઠરાવશે, તે તારીખથી પાછળની છેલી બે કલમો પ્રમાણે રચેલી હોવી જોઇએ.

**થોડી મુદતની મ્યુનિસિપાલિટિઓ.**

૧૪. આ આક્ટ ઉપરથી અને મુખ્ય આક્ટ ઉપરથી મ્યુનિસિપાલિટિને આપેલા અધિકાર અને સોંપેલાં કામ થોડી મુદતને માટે સ્થાપેલી મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં, સરકારે આ બાબતમાં નીમેલી પાસેની મ્યુનિસિપાલિટીએ અથવા જે મ્યુનિસિપાલિટી તે વખતને વાસ્તેજ ખાસ સ્થાપી હશે અને જેમાં ગવરનર ઇનકાંઉનશીલ ફરમાવશે તેટલા તથા તે રીતે નીમેલા કમીશનરો હસે, તે મ્યુનિસિપાલિટીએ અનુંક્રમે, ચલાવવાં જોઇયે તથા કરવાં જોઇયે.

**મ્યુનિસિપ્યાલિટીઓની સ્થાપના.**

૧૫. કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ માંહેની દરએક મ્યુનિસિપ્યાલિટી "————— ની મ્યુનિસિપ્યાલિટી" એ નામથી સંસ્થાપિત મંડળી થશે, તથા તેનુ સ્થાનાપનત્વ કાયમ ચાલુ રેહેશે અને તેના એક મજિયારો શિક્કો હશે, અને તેને અને તેની ઉપર તેના સંસ્થાપીત નામથી ફરીયાદ કરવાનો અધિકાર હશે. અને જંગમ તથા સ્થાવર આ બેઉ પ્રકારની મીલકત સંપાદન કરીને ધારણ કરવાનો, તથા જે કોઇ જંગમ અથવા સ્થાવર મિલકત તેને સ્વાધીન થઇ હશે અથવા તેણે સંપાદન કરી હશે તે પટે આપવાનો, વેચવાનો અથવા બીજી રીતે બીજાને પ્રાપ્ત કરી આપવાનો, અને કરાર કરવાનો અને આ આક્ટના કારણસાર જરૂરની હોય તે બીજી સઘળી વાત કરવાનો તેને અધિકાર હશે.

પણ એવું ઠરાવ્યું છે કે સ્થાવર મીલકતના સાત વરશ કરતાં વધી મુદતના કોઇ પણ પટા બાબત તથા એવી કોઇ પણ મીલકતનાં કોઇ વેચાણ બાબત અથવા બીજી રીતે બીજાને પ્રાપ્ત કરી આપવા બાબત તે બાગના કમિશનરની અગાઉથી મંજુરી લીધી નહીં હશે તો તે પટા વેચાણ અથવા બીજી રીતે બીજાને પ્રાપ્ત કરી આપવું એ વ્યવહારોપયોગી થનાર નથી.

## મ્યુનિસિપલ કમિસનરોના સંબંધના ઠરાવ.

**સામાન્ય લાયકી.**

૧૬. કોઇ પણ સ્ત્રી; અને કોઇ સખસ—

(અ) જેની ઉમર એકવીશ વરશ કરતાં ઓછી હોય તે, અથવા.

(બ) જે જિલ્હા—જડજ અથવા સબારડીનેટ જડજ હોય; અથવા તેઓ પૈકી કોઇપણ નાતાથી કામ કરતો હોય. અથવા;

(ક) જે ગુન્હા બાબત છ મહીના કરતાં વધારે મુદતની કેદની શીક્ષા ફરમાવી હોય તેવા ગુન્હાસારૂ કોઇ ફોજદારી કોરટે કેદની શીક્ષા અથવા ફટકા મારવાની શીક્ષા અથવા સમુદ્રપારની શીક્ષા જેને કરી હશે અને એવી શીક્ષા પછીથી ફેરવી નહી હોય અથવા રદ કરી નહી હોય. અને આવી શીક્ષા થયાને લીધે થયેલી જેની નાલાયકી, આ બાબત ગવરનર ઇનકાઉન્સીલને યોગ્ય લાગે તો જે હુકમ કરવાનો અધીકાર આ આકટ ઉપરથી તેમને આપેલો છે તેવા હુકમથી દુર કરી નહીં હોય એવો કોઈ પણ સખસ.

(ટીકા—સને ૧૮૮૫ ના મુંબાઇના આકટ ૪ ની કલમ ૫ પ્રમાણે રદ થએલી રકમ કાઢી નાંખી તેને બદલે નવી થએલી દાખલ કરી છે.

(ર) જે દાખલો ન મળેલો દેવાળીઓ હોય અથવા છોડી મુકેલો ન હોય એવો નાદાર હોય, તે મ્યુનિસિપાલ કમિશનર હોવો નહી જોઇએ;

અને કોઇ પણ સખસ—

(ઈ) જે મ્યુનિસિપાલેટીના તાબા માંહેનો અમલદાર અથવા નોકર હશે, અથવા

(ફ) જેનો મ્યુનિસિપાલીટીના હુકમથી કરેલાં કાંઇ પણ કામમાં અથવા મ્યુનિશીપાલીટીની સાથે કરેલા કોઇપણ કરારમાં અથવા મ્યુનિસિપાલીટીના તાબામાંની નોકરીમાં કાંઇ હિસ્સો અથવા હિત સબંધ સાક્ષાત અથવા પર્યાયે હશે,

તે આવી મ્યુનિસિપાલીટીનો મેંમ્બર હોવો નહી જોઇએ;

અને જે કોઇ મ્યુનીસીપાલ કમીશનર, તેને જે મુદત સારૂ ચુંટી કાહાડયો હશે અથવા નીમ્યો હશે, તે મુદતમાં.

(ગ) ઉપર લખેલાં કારણો પૈકી કોઇપણ કારણથી ના લાયક થશે, અથવા-

(હ) સરકારનો પગારદાર નોકર ન છતાં જે જીલ્લામાં સદરહુ મ્યુનિસિપાલીટી સ્થાપી હશે, તે જીલ્લાની હદમાંથી લાગલગાટ ચાર મહિના કરતાં વધારે ગેર હાજર હશે,

તે કમીશનર હોવાનો બંધ થશે, અને તેની જગા ખાલી થશે,

**મ્યુનિસિપાલ કમીશનરોની ફરીથી લાયકી.**

૧૭ જે કોઇ સખસને અગાઉ એક અથવા વધારે પ્રસંગે મ્યુનિસિપાલ કમિસનર તરીકે ચુંટી કાહાડેલો હોય અથવા નીમેલો હોય તે જો બીજી રીતે યોગ્ય રીતે લાયક હોય તો તે હરકોઇ વખતે ફરીથી ચુંટી કાહાડવાને અથવા નીમવાને લાયક થશે.

**હુદ્દાની મુદત.**

૧૮ આગળ લખેલી હેઠળનીજ કલમમાં બીજી રીતનો ઠરાવ કરયો છે. તે ખારેજ કરીને, આ આકટ પ્રમાણે નીમેલા અથવા ચુંટી કાહાડેલા મ્યુનિસિપાલ કમિશનરોએ, દરમીયાન તેઓ ના લાયક થયા ન હોય તો, ત્રણ વરસની મુદત સુધી હુદ્દો ધારણ કરવો-

**કાંઇ નિમિતથી ખાલી પડેલી જગા કેમ ભરવી.**

૧૯ કોઇ મ્યુનિસિપાલ કમિશનર પોતાના હુદ્દાની મુદત પુરી થવાની અગાઉ મરણ પામેથી, તેણે રાજીનામું આપ્યું હોય તેથી, અથવા તે ના લાયક થયાથી, અથવા કામ કરવાને અસમર્થ થયાથી તેની ખાલી પડેલી જગા સગવડથી જેટલી જલદી ભરી શકાય તેટલી જલદી, કોઇ માણસને તે જગા ઉપર ચુંટી કાહાડીને અથવા નીમીને, જેમ હોય તેમ ભરવી જોઇએ. તે સખસ જે કમીશનરની જગા ઉપર તેને ચુંટી કાહાડયો હશે અથવા નીમ્યો હશે તે જગા ખાલી થઇ ન હોત તો તે કમીશનરે તે જગા જેટલી મુદત સુધી ધારણ કરી હોત તેટલી મુદત સુધીજ માત્ર તે જગા ધારણ કરશે.

૨૦ કોઇપણ મ્યુનિસિપાલીટી સાર આખરે ચુંટી કાહાડેલા કમિશનરોનાં નામ અને

કમીશનરોનાં નામ મુંબઇના સરકારી ગ્યાઝીટમાં પ્રસિદ્ધ કરવાં.

તે પ્રમાણેજ. તેમાં નીમેલા કમીશનરો, કોઇ હોય તો તેઓનાં નામ સગવડથી જેમ બને તેમ જલદી, મુંબાઇના સરકારી ગ્યાઝેટમાં પ્રસિધ કરવાં જોઇએ.

મ્યુનીસિપાલીટીએ કરેલા સઘળા ખરચ તથા ખરાજાત બદલ મ્યુનિસિપાલ ફંડ સાધારણતઃ જવાબદાર છે.

૨૧ આ આકટમાં આગળ બીજી રીતે ઠરાવેલું છે તે ખારેજ કરીને કોઇપણ મ્યુનિસિપાલ કમીશનર, તે મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટીની તરફથી કરેલા કોઇ પણ કરાર બદલ અથવા કબુલાયત બદલ અથવા કરેલી ખરાજાત બદલ જાતે જવાબદાર થનાર નથી; દરએક મ્યુનિસિપાલીટીના હાથમાં જે ફંડ હશે તે એવા કોઇ પણ કરાર બાબતના અથવા કબુલાયત બાબતના સઘળા ખરચ બદલ અને એવી સઘળી ખરાજાત બદલ જવાબદાર રેહશે. અને તે આપવી પડશે.

પણ ગેર ઉપીયોગ કરેલાં ફંડ બદલ કમીસનરોને જવાબદાર ગણવા.

પણ એવું ઠરાવ્યું છે કે જે મ્યુનીશીપાલ કમીશનર કોઇપણ ફંડના ગેર ઉપીયોગમાં સામેલ હશે અથવા જે ગેરઉપીયોગ કમિશનર તરીકેની પોતાના દાબની મોટી ગલફત તેણે કરવાથી થયો હશે અથવા થવાનું સેહેલ થયું હશે, તે ગેર ઉપયોગ બદલ એવો દરએક કમિશનર જાતે જવાબદાર થશે, અને આ પ્રમાણે ગેર ઉપીયોગ કરેલું નાણું વસુલ કરવા સારૂ તેના ઉપર સરકારનુંજ નાણું હોય તે પ્રમાણેજ, દાવો કરવાનો અધિકાર છે.

## મ્યુનિસિપાલ ચુંટણીઓ.

મતવાળાઓની સામાન્ય નાલાયકી.

૨૨ જે કોઇ પણ સખસ એકવીસ વરસ કરતાં ઓછી ઉમરનો હશે તેને મ્યુનીશીપાલીટીની કોઈ પણ ચુંટણી કરતી વખતે મત આપવાનો હક નથી.

ચુંટણીનાં વ્યવહારોપયોગીપણા બાબત નિર્ણય કરવો.

૨૩ કોઈ મ્યુનિસિપાલ કમિશનરને ચુંટી કાહાડયો હશે તેની ચુંટણીના વ્યવહારોપયોગીપણા બાબત તકરાર, તે તકરાર જે ચુંટણી બાબત હશે તે ચુંટણીની વખતે ચુંટી કાહાડવાને અથવા મત આપવાને લાયક હોય, એવા કોઇ માણસે કરી હોય તો એવા માણસને, તે ચુંટણીનું પરીણામ જાહેર રીતે કેહેવાની તારીખ પછી દશ દિવસની અંદર હરકોઇ વખતે, જે જીલામાં તે ચુંટણી થઇ હશે અથવા થવી જોઇતી હતી તે જીલાના ડિસ્ટ્રિકટ જડજને અરજી કરવાનો અધિકાર છે.

સદરહુ ડિસ્ટ્રિકટ જડજ, પોતાને અવસ્ય લાગે તેવી ચોકશી કરયા પછી, તે ચુંટણીનું જે પરિણામ ઠરયું હશે તે કાયમ કરવા બાબત અથવા દુરસ્ત કરવા બાબત, અથવા તે ચુંટણી રદ કરવા બાબત હુકમ કરવાને મુખ્તાર છે.

સદરહુ ચોકશી કરવાનાં કારણસાર સદરહું ડિસ્ટ્રિકટ જડજ દિવાની કોરટના અધિકાર પૈકી કોઇપણ અધિકાર ચલાવવાને મુખત્યાર છે, અને તેનો ફેસલો નિરૂત્તર થશે.

જો તે કોઇ ચુંટણી રદ કરે તો, તરતજ એક તારીખ ઠરાવીને, નવેસરથી ચુંટણી કરવા સારૂ અવસ્ય હોય તે તજવીજ કરવી જોઇએ.

## અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષ.

અધ્યક્ષની નીમણુંક.

૨૪. દરએક મ્યુનશીપાલીટીમાં અધ્યક્ષસ્થાને એક અધ્યક્ષ હશે, અને તે કમીશનરોમાંહેનો એક જણ હશે અને તે સરકારે નીમેલો હસે અથવા તેને મ્યુનશીપાલીટીએ ચુંટી કહાડવો એવું ગવરનર ઇનકાઉનશીલ ફરમાવસે તો, તે મ્યુનશીપાલીટીએ ચુંટી કહાડેલો હશે.

અને ઉપાધ્યક્ષની નીમણુંક

જો આ પ્રમાણે નીમેલો અથવા ચુંટી કહાડેલો અધ્યક્ષ સરકારનો પગારદાર નોકર હશે તો મ્યુનશીપાલીટીએ કમીશનરોમાંથી એકને ઉપાધ્યક્ષથી તરીકે ચુંટી કહાડવો જોઇએ; પણ ગવરનર ઇન કાઉનશીલે બીજી રીતે ફરમાવ્યું ન હોય તો ઉપાધ્યક્ષની કોઇ પણ નીમણુંક સરકાર અથવા જે બીજા અધીકારીને સરકાર આ બાબત ઠરાવશે તે અધીકારી પસંદ કરે ત્યાંહાં સુધી વ્યવહારોપયોગી થનાર નથી.

તેઓના હુદાની મુદત અને કહાડી મુકાવાની તેમની પાત્રતા

દરએક અધ્યક્ષના તથા અધ્યક્ષના હુદાની મુદત, તેના કમીશનરપણાના હુદાની મુદત પુરી થશે એટલે પુરી થશે, પણ એવું ઠરાવ્યું છે કે તે એવા અધ્યક્ષના અથવા ઉપાધ્યક્ષના હુદા ઉપરથી ગેરચાલ બદલ અથવા પોતાના કામની ગફલત કરવા બદલ અથવા તે પોતાનું કામ કરવાને અસમર્થ હોવા બદલ સરકાર તરફથી કહાડી મુકવાને પાત્ર થશે,

તેઓની જગા કોઇ નિમીતથી ખાલી થઇ હોય તો કેમ ભરવી

કોઈ અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષ તેના હુદાની મુદત પુરી થવાની અગાઉ મરણ પામેથી, તેણે રાજીનામું આપેથી અથવા તેને હુદા પરથી કહાડી મુકયાથી અથવા તે કામ કરવાને અસમર્થ થવાથી, અથવા તે કમીશનર હોવાને નાલાયક થયાથી, તેના ખાલી થયલી જગા ઉપર બીજા કોઇ પણ કમીશનરની નીમણુંક અથવા ચુંટણી જેમ હોય, તેમ કરીને તે જગા સગવડથી જેમ બને તેમ જલદી ભરવી જોઇએ.

અધ્યક્ષનાં કામ.

૨૫ મ્યુનશીપાલીટીના અધ્યક્ષે

(અ) મ્યુનીશીપાલીટીની સભામાં અધ્યક્ષસ્થાને બેસવું

(બ) મ્યુનીશીપાલીટીના ઉપજ ,ખરચનાં અને કારભારનાં કામ ઉપર નજર રાખવી, અને જે મ્યુનશીપાલીટીના અધ્યક્ષસ્થાને તે હશે તે મ્યુનશીપાલીટીના કાનુન ઉપરથી જે કારભારનાં કામ કરવાનો તેને અખ્તીઆર આપવામાં આવશે તે કામ તેણે કરવાં.

(ક) કારભારની બાબતમાં અને મ્યુનિશીપાલીટીના હીસાબ તથા કાગળ પત્ર સબંધી બાબતમાં મ્યુનશીપાલીટીના સઘળા અમલદારોનાં તથા નોકરોનાં કર્યો ઉપર તથા કામ ઉપર દેખરેખ રાખવી તથા અધીકાર ચલાવવો; અને મ્યુનશીપાલીટીના તે તે વિદ્યમાન કાલે અમલમાં હોય તે નીયમોને અનુંસરીને, સદરહુ અમલદારોની તથા નોકરોની ચાકરી સબંધી, તથા તેઓના પગાર સબંધી, તથા વીશેશ હક તથા નીમણુંક સબંધી સઘળી તકરારનો નીકાલ કરવો.

(ડ) કલેકટરને અથવા કલેકટર આ બાબત જે બીજા અમલદારને વખતે વખતે નીમે તે અમલદારને. મ્યુનશીપાલીટીની કોઇપણ સભામાં થયેલા દરએક ઠરાવની એક નકલ અને મ્યુનીસીપાલીટીએ અથવા કોઇ કમીટીએ ચલાવેલાં કામનાં ટાંચણનો ઉતારો, અથવા જે બીજા દસ્તાવેજ અથવા વસ્તુ કલેકટર ૩૭ મી કલમ પ્રમાણે વખતે વખતે માગે તે બીજા દસ્તાવેજ અથવા વસ્તુ આપવી.

કેટલીએક બાબત અધ્યક્ષથી મા ત્રનિરણયાક મત આપી શકાશે.

જ્યારે કોઇ મ્યુનસિપાલીટીનો અધ્યક્ષ સરકારનો પગારદાર નોકર હોય અને તેને સરકારે અધ્યક્ષ નિમ્યો હોય ત્યારે, નિકાલ કરવા સારૂ એવી મ્યુનિસીપાલીટીની આગળ જે પ્રકરણ આવે તે કોઇ પણ પ્રકરણ બાબત તેણે મત આપવું નહીં પણ જે સુચનાનો વીચાર ચાલ્યો હશે તે સુચનાનિ તરફેણમાં અથવા વીરૂધ જે કમીશનરો હાજર હોય તેઓના બે પક્ષ થઇને બેઉ પક્ષના મત સરખા પડે તો તે પ્રસંગે* નિર્ણાયક મત આપવાનો અધીકાર તેને છે.

ઉપાધ્યક્ષનાં કામ

૨૬ મ્યુનિશીપાલીટીઓના ઉપાધ્યક્ષોએ.

(અ) અધ્યક્ષ ગેરહાજર હોય ત્યારે મ્યુનિશિપાલીટીની સભામાં અધ્યક્ષસ્થાને બેસવુ અને.

(બ) અધ્યક્ષના જે અધીકાર અને જે કામ અધ્યક્ષ તેને વખતે વખતે સોપે તે અધીકાર ચલાવવા અને તે કામ કરવાં.

### કામ ચલાવવું.

મ્યુનિશિપાલીટીએ ચલાવવાના કામનું નિયમન કરવા બાબતના ઠરાવ.

૨૭ મ્યુનિશિપાલીટીએ કામ ચલાવવુ તેના સબંધમાં હેઠળ લખેલા ઠરાવ પ્રમાણે ચાલવું જોઇએ; તેમનિ વીગતઃ—

સાધારણ શભા.

(૧) હિલ સ્ટેશનોનિ મ્યુનિશિપાલીટી ખારેજ કરીને વર સો વરસ જાન્યુઆરી એપ્રિલ જુલાઇ અને અકટોબર મહીનાની દશમી તારીખે અથવા એ તારીખને સુમારે મળીને ચાર ત્રીમાહી સાધારણ સભા સાધારણ કામનો નિકાલ કરવા સારૂ ભરવી જોઇએ. હિલ સ્ટેશનનિ મ્યુનિસિપાલીટીમાં ઉપર કહેલાં કારણ સારૂ વરસો વરસ એપ્રિલ મહીનાનિ દસમી તારીખે અથવા તે તારીખને સુમારે એક સાધારણ સભા ભરવી જોઇએ અને ઓછામાં ઓછી એક બીજી નિયમીત મુદતે સાધારણ સભા ભરવી જોઈએ.

કોઇ જરૂરને પ્રસંગે જ્યારે જ્યારે અગત્ય હોય ત્યારે ત્યારે વિશેષ સભા બોલાવવાનો અધિકાર છે.

(૨) પ્રમુખને યોગ્ય લાગે ત્યારે ત્યારે તે વિશેષ સાધારણ સભા બોલાવવાને મુખત્યાર છે. અને કમિશનરોમાંથી એક ચતુરથાંશ કરતા ઓછા નહીં હોય એટલા આશામીઓએ લખેલી દરખાસ્ત કરી હોય તો તેણે વિશેશ સાધારણ સભા બોલાવવીજ જોઇએ.

સભા બાબત નોટીશ આપવી.

(૩) ત્રીમાહી સાધારણ સભાની બાબતમાં ચોખ્ખા સાત દીવસની નોટીસ, અને વીશેશ સાંધારણ સભાની બાબતમાં ચોખ્ખા ત્રણ દિવસની નોટીસ, તેમાં જે દિવશે તથા જે જગાએ તેવી સભા ભરવાની હશે તે જગા તથા તે વખત અને ત્યાંહાં જે કામ ચલાવવાનું હશે તે કામ, એ વિગતવાર લખીને કમિશનરોમાં ફેરવવી જોઇએ. અને તે મ્યુનિશિપલ ડિસ્ટ્રીકટમાંની મ્યુનિશિપલ કચેરી ઉપર અથવા સ્થાનિક કચેરી ઉપર અથવા સારવજનીક ઇમારત ઉપર લગાડવી જોઇએ. સદરહુ નોટીસમાં

* નિર્ણાયક મત એ કાસ્ટિંગવોટ આ અંગ્રેજી શબ્દનું ભાષાંતર છે. S. P. P.

જેકાંઇ દરખાસ્ત અથવા સુચના સભામાં રજુ કરવાનો પોતાનો ઉદેશ છે એવી લખેલી નોટીશ કોઈ કમીશનરે તે સભાની ઓછામાં ઓછાં દશ દિવશ આગમચ આપી હશે તે દરખાસ્ત અથવા સુચના અને વિશેષ સાધારણ સભાની બાબતમાં, એવી સભા બોલાવવાની લખેલી વીનંતીમાં કહેલી કોઇપણ દરખાસ્ત અથવા સુચના દાખલ કરવી જોઇએ.

કોરમ કરવા સારૂ કમીશનરોના અડધા કમિશ્નર હોવા જોઇએ

(૪) કોઇપણ સભામાં એવી સભાની શરૂઆતથી તે આખર સુધી હરકોઇ વખતે કમિશનરોની અડધ કરતાં ઓછી સંખ્યા હાજર હશે તો, અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીએ, જે દિવસ તથા કલાક કમિશનરોને સગવડ પડતો હોય એવું તેને લાગે તે દિવસ સુધી તથા કલાક સુધી તે સભા મુલતવી રાખવી જોઇએ. અને આગલી સભાની વખતે* કોરમ થયું હેત તો જે કામ તે સભાની આગળ આણ્યું હોત તે કામ આગલા દિવસ ઉપર રાખેલી સભામાં લાવવું જોઇએ અને તે તેણે ચલાવવું જોઇએ; પછી તેમાં કોરમ હોય કે ન હોય તે વાતની ચિંતા નથી.

સભા સાધારણતઃ લોકોને જવાને ખુલ્લી હોવી જોઇએ.

(૫) મ્યુનિસિપાલિટી પાસે ચાલતી હોય તે ચોકશી અથવા વિચાર ગુપ્ત રીતે કરવો જોઇએ એવું અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીને લાગે તે વખત સિવાય દરએક સભા લોકોને જવાને ખુલ્લી હોવી જોઇએ, પણ એવું ઠરાવ્યુ છે કે ચાલતા કામમાં કોઇ શખસ હરકત કરતો હોય તો કોઈપણ વખત તેને કાહાડી મુકાવવાને સદરહુ અધિકારી મુખ્ત્યાર છે.

દરએક સભામા અધ્યક્ષે અધ્યક્ષસ્થાને બેસવું.

(૬) સભા ભરવા સારૂ નીમેલે વખતે જો અધ્યક્ષ હાજર હોય તો દરએક સભામાં તેણે અધ્યક્ષસ્થાને બેસવું જોઇએ, અને તે ગેરહાજર હોય તો, ઉપાધ્યક્ષે બેસવું જોઇએ અને જો અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ બેઉ ગેરહાજર હોય તો, જે કમિશનરો હાજર હોય તેઓ પઇકી જે એક કમિશનરને સભા તે પ્રસંગને માટે ચેરમ્યાંન તરીકે પસંદ કરે તેણે અધ્યક્ષસ્થાને બેસવું જોઈએ.

સભામાં ચલાવવાનુ કામ.

(૭) અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીની પરવાનગી વગર કોઇપણ સાધારણ સભામાં એવી સભા બોલાવવાની નોટીસમાં જેકાંઇ કામ બાબત અને જે કાંઇ સુચના બાબત લખેલું નહી હશે અને જે કામ અને જે સૂચના અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીએ, અથવા તે બાબત અધ્યક્ષને દશ દિવસ આગમચ નોટીસ જે કોઇ કમિશ્નરે આપેલી હશે તેણે રજુ કરી નહી હસે અથવા વિશેષ સાધારણ સભાની બાબતમાં એવી સ-

* કામ ચલાવવાને જરૂર હોય તે સંખ્યા. S P P

આ ભરવા બાબતની લખેલી દરખાસ્તમાં જેનો ઉલ્લેખ કરેલો નહી હશે તે કામ ચલાવવું નહીં અને તે સુચના બાબત વાદ-વિવાદ કરવો નહીં

**સભા મુલતવી રાખવી.**

(૮) કોઇપણ સાધારણ સભા, જે કમીશનરો હાજર હોય તેઓના અડધ કરતાં વધારે કમીશનરોના અનુમતથી વખતે વખતેમુલતવી રાખવાનો અધીકાર છે. પણ બીજા દિવસ ઉપર મુલતવી રાખેલી કોઇપણ સભામાં, જે સભા મુલતવી રાખી તે સભામાં જે કામનો પુરો નીકાલ થયો નહી હોય તે કામ સિવાય બીજુ કાંઇ પણ કામ ચલાવવું નહી.

**સઘળી બાબતમાં નિકાલ બહુ મતથી કરવો જોઇએ.**

(૯) ૨૫ મી કલમમાં બીજી રીતનો ઠરાવ કરયો છે. તે ખારેજ કરીને, સઘળા પ્રકરણનો નીકાલ હાજર હોય તે કમીશનરોના બહુ મતથી કરવો જોઇએ. અને જે પ્રસંગે બે પક્ષ થઇને ઉભય પક્ષનાં મત સરખાં પડે તે સઘળે પ્રસંગે અધ્યક્ષે ઉપાધ્યક્ષે, અથવા ચેરમ્યાને એક બીજું અથવા નિર્ણાયક મત આપીને નિકાલ કરવો જોઇએ.

**મ્યુનિસિપાલીટી પોતાનાં કામ કમીટીને આપવાને મુખત્યાર છે.**

(૧૦) મ્યુનીપાલીટી પોતાનાં કામ પૈકી અથવા અધિકારો પૈકી કાંઈપણ કામ અથવા અધિકાર તેને યોગ્ય લાગે તે કમિશનરોની કમિટી નીમીને તેને આપવાને મુખ્યત્યાર છે, અને સદરહુ કમિશનરોમાથી કોઇપણ કમિશનરને કમિટીના ચેરમ્યાન તરીકે નીમવાને મુંખ્યત્યાર છે. અને આ પ્રમાણે કરેલી કોઇપણ કમિટીને મ્યુનિસિપાલીટી વખતે વખતે જે કાંઇ હુકમ કરશે, તે હુકમોને અનુંસરીને તેણે ચાલવું જોઇએ; અને આ પ્રમાણે કરેલી કોઇપણ કમીટીને કોઇપણ વખતે બંધ કરવાનો અથવા તેની રચનામાં ફેરફાર કરવાનો અધિકાર તે મ્યુનિસિપાલીટીને છે.

**કમિટિની સભામાં ચેરમ્યાને અધ્યક્ષસ્થાને બેસવુ.**

(૧૧) કમિટીનો ચેરમ્યાન મ્યુનિસિપાલીટીએ નીમ્યો નહી હશે તો એવી કમિટીના મેમ્બરોએ પોતાનો ચેરમ્યાન ચુટી કાહાડીને નીમવો જોઇએ, અને ઉપર કહયા પ્રમાણે નીમેલો અથવા ચુટી કાહાડેલો ચેરમ્યાન કોઇ સભા ભરવા સારૂ નીમેલે વખતે હાજર ન હોય તો, જે મેમ્બરો હાજર હોય તેઓએ એવી સભાના ચેરમ્યાન તરીકે પોતામાંથી એક જણને પસંદ કરવો જોઇએ.

**કમિટીને યોગ્ય લાગે ત્યારે તેઓએ એકઠા થવું.**

(૧૨) કમીટીઓ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે સભા ભરવાને તથા મુલતવી રાખવાને મુખત્યાર છે, પણ કમિટીના ચેરમ્યાનને જ્યારે જ્યારે યોગ્ય લાગે ત્યારે ત્યારે એવી કમીટીની વિશેશ સભા બોલાવવાને તે મુંખ્યત્યાર છે, અને મ્યુનિસિપાલીટીનો અધ્યક્ષ અથવા કમિટીના બે મેમ્બરો કરતાં ઓછા નહી હોય એટલા મેંમ્બરો લખેલી દરખાસ્ત કરે તો તેણે કમિટીની વિશેષ સભા બોલાવવી જોઇયે.

કમિટીની સભામાં પ્રકરણોનો નીકાલ બહુમત પ્રમાણે કરવો જોઇએ

(૧૩) કમિટીની કોઇપણ સભામાં પ્રકરણનો નિકાલ જે મેંબરો હાજર હોય તેઓનાં બહુ મત પ્રમાણે કરવો જોઇએ. અને બે પક્ષ થઇને બેઉ પક્ષમાં સરખાં મત પડે તો સભાન ચેરમ્યાને એક બીજું અથવા નીરણાયક મત આપીને નીકાલ કરવો જોઇએ, પણ એવી કોઇપણ સભામાં તેની સરૂઆતથી તે આખર સુધી કમિટીના મેંબરામાંથી નિદાન બેતરતીયાસ મેંબરો હાજર હોયા વગર કાંઇપણ કામ ચલાવવું નહી.

કેટલાએક બાબતમા ચલાવવાના કામની નોટીસ સરકારી એક્ઝિક્યુટીવ ઈજીનિયરને અથવા એજ્યુકેશનલ ઇંસ્પેક્ટરને આપવી જોઇએ

(૧૪) જે કારણો અધ્યક્ષસ્થાને બેસનારા અધીકારીને જરૂરનાં લાગે તે કારણોસારૂ માત્ર ખારેજ કરીને, જેકામ મ્યુનશીપાલીટીને વાસ્તે સરકારી એકઝીક્યુટીવ ઈજીનીયરની મારફત બાંધવામાં આવતાં હશે તે કામ સબંધી, અથવા વીદ્યાની કોઇપણ બાબત સબંધી કાંઇપણ કામકાજ મ્યુનીશીપાલીટીની અથવા કમીટીની કોઇપણ સભામાં ચલાવવુ તે, જીલ્લાના સદરહુ એકઝીક્યુટીવ ઈંજીનીયરને અથવા એજ્યુકેશનલ ઇન્સપેટરને એવી સભામાં એવું કામ ચલાવવાનો ઇરાદો છે તથા એવાં કામ સબંધી જે દરખાસ્ત અથવા સુચના રજુ કરવામાં આવશે તે પણ લખીને સભાના ઓછામા ઓછા પંદર દીવસ આગમચ પત્ર મોકલ્યા વગર ચલાવવું નહી.

ચાલેલાં કામનાં ટાંચણ રાખવાં.

(૧૫) દરએક સાધારણ સભામા તથા દરએક કમિટીની સભામા જે કમિશનરો હાજર હોય તેઓનાં અને ૨૮ મી કલમના ઠરાવ પ્રમાણે જે સરકારી અમલદારો, જો હાજર હોયતો તેઓનાં નામનું અને ત્યાંહાં ચલાવેલાં કામનું ટાંચણ અને કોઇ ઠરાવની તરફેણમાં અથવા વિરૂધ મત આપનારા કમિસનરોના નામ ટીપી મુકવાં એવું કોઇ હાજર હોય તે મેંબર કહેતો તે મેમ્બરોના નામનું ટાંચણ, આ કામ સારૂ કરી રાખવાની ચોપડીમાં, દેશી બાષામા કરી રાખવુ જોઇએ, અને તે ટાંચણ ઉપર જેમ બને તેમ જલદી, એવી સભાના અધ્યક્ષ અથવા ઉપાધ્યક્ષે અથવા ચેરમ્યાને સહી કરવી જોઇયે, અને તે તે મ્યુનિસિપાલ ડિસ્ટ્રીકટના કોઇપણ રેહેવાસીને જોવા સારૂ સઘળી વ્યાજબી વખતે ખુલ્લી હોવી જોઇએ; શકય હોયં ત્યારે સાધારણ સભામા ચલાવેલાં કામ મિનિટ બુકમાં અંગ્રેજીમા તેમજ દેશી બાષામાં પણ દાખલ કરવાં જોઇયે.

જગા ખાલી થયાથી મ્યુનીસીપાલીટીના કામને બાધ આવશે નહી

(૧૬) મ્યુનીશીપાલીટીમાં કોઇપણ જગા ખાલી પડી હોય તો તે મુદતમા રહેલા કમિશનરો તે જગા ખાલી થઇ ન હોય તે પ્રમાણેજ કામ કરવાને મુખત્યર છે.

મ્યુનિસિપાલેટી વગેરેનાં કૃત્યો પધતિ વીરૂધ થયાને લીધે વ્યવહારે પયોગી નથી એમ થતુ નથી.

(૧૭) મ્યુનિસિપાલીટીનું, અથવા કોઇ કમીટીનું કાંઇપણ કૃત્ય અથવા કમીશનર અથવા અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અથવા ચેરમ્યાન તરીકે કામ કરતો હોય એવા કોઇ શખસનું કાંઇપણ કૃત્ય સદરહુ મ્યુનિસિપાલીટીની કમીટીની, અધ્યક્ષની, ઉપાધ્યક્ષની, ચેરમ્યાનની અથવા કમીશનરની નિમણુકમાં કાંઇ ખા

મી હોવાને લીધેજ અથવા તેઓ અથવા તેઓ પૈકી કોઇ ક મીશનરના હુદ્દાને ના લાયક હતો અથવા મ્યુનિસિપાલીટીની અથવા કમીટીની સભા ભરવાના ઇરાદા બાબતની રીતસર નોટીસ યોગ્ય રીતે આપવામાં આવી નહોતી એ સબબથી, અથવા બીજું એવું કાંઇ ફકત પધતિ પ્રમાણે ન થયાને લીધે અ વ્યવહારોપયોગી છે એમ સમજવું નહીં.

કેટલાએક સરકારી અમલદારો મ્યુનિસિપાલિટીની સભાંઓમાં હાજર રેહેવાને મુખત્યાર છે.

૨૮. જિલ્લાનો એક્ઝિક્યુટિવ એનજીનિયર, તથા એજ્યુકેશનલ ઈનસ્પેકટર, તથા ડેપ્યુટી સાનિટરી કમિશનર, અને જીલ્લામાંનો સિવિલ સર્જનની પાસે જીલ્લાના હેલ્થ હાફિસરનાં કામ પૈકી કોઇ કામ આપેલું હોય ત્યારે તે સિવિલ સરજન, જો તે જિલ્લાની મ્યુનિસિપાલિટીના મેમ્બર ન હોય તો, તેઓને, સદરહુ મ્યુનિસિપાલિટીની અથવા તેની કમિટીની કોઇ પણ સભામાં હાજર રેહેવાનો હક છે એમ સમજવું, અને એવી સભામાં પોતાના હુદ્દાના કામના યોગથી જે કાંઇ બાબત વિશે પોતાનું મત અથવા જે માહિતી પોતે આપી શકે તે માહિતી તે મ્યુનિસિપાલિટીને અથવા કમિટીને ઉપયોગી પડશે એવું તેને લાગે તે બાબત બદલ વાદવિવાદ અથવા વિચાર ચાલે તેમાં, તે મ્યુનિસિપાલિટીના અથવા કમિટીના અનુંમતથી સામેલ થવાનો તેઓ પૈકી દરએકને અધિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ અમલદારોને તે મ્યુનિસિપાલિટીના અથવા કમિટીના તેઓ મેમ્બર હોવા વગર, એવી કોઇ પણ બાબતમાં મત આપવાનો અધિકાર નથી.

મ્યુનિસિપાલિટી પોતાની સભામાં સદરહુ અમલદારોને હાજર રેહેવાનું કેહેવાને મુખત્યાર છે.

જો કોઇ મ્યુનિસિપાલિટીને એવું લાગે કે ઉપર લખેલા અમલદારોમાંથી કોઇ પણ અમલદારે એવી મ્યુનિસિપાલિટીની અથવા તેની કોઇપણ કમિટીની આગળની કોઇ પણ સભામાં ઉપર લખેલાં કારણસાર હાજર રેહેવું ઇષ્ટ છે, તો યોજેલી સભાના ઓછામાં ઓછા પંદર દિવસ આગમજ સદરહુ અમલદારને પત્ર લખીને તે સભામાં તેને હાજર રેહેવાનુ કેહેવાનો સદરહુ મ્યુનિસિપાલિટીને અખત્યાર છે; અને સદરહુ અમલદારથી માંદગીના સબબથી, અથવા બીજા વાજબી કારણથી હાજર થઇ શકાતું નથી એમ ન હોય તો તેણે સદરહુ સભામાં હાજર થવુંજ જોઈયે.

લખેલી યોજના હોય તે મત સારૂ ફેરવવાને મુખત્યાર છે.

૨૯. જ્યારે જ્યારે સભા ભરવાની જરૂર નથી એવું કોઇ મ્યુનિસિપાલિટીના અધ્યક્ષને અથવા કોઇ કમિટીના ચેરમ્યાનને લાગે ત્યારે ત્યારે તે સભા ભરવાને બદલે, પોતાની, અથવા બીજા કોઇ કમિશનરની, અથવા કોઇ કમિટીની બાબતમાં, તે કમિટીના બીજા કોઇ મેમ્બરની અથવા તે મ્યુનિસિપાલિટીનો કારભાર કરનારા કોઇ અમલદારની, લખેલી સુચના હોય તે કમિશનરોના અથવા તે કમિટીના મેમ્બરોના, જેમ હોય તેમ, અભિપ્રાય સારૂ તથા મત સારૂ તેઓને મોકલવાને મુખત્યાર છે. એવી કોઇપણ સુચના ઉપર કહયા પ્રમાણે લખીને ફેરવવાની અગાઉ, અધ્યક્ષને અથવા ચેરમ્યાનને જો યોગ્ય લાગે તો, તેને કમિશનર નહીં હોય તેવા જે કોઇ સરકારી અમલદારને ૨૮ મી કલમના ઠરાવ પ્રમાણે એવી કોઇ સભામાં હાજર રેહેવાનો હક હશે તે અમલદારની તે સુચના ઉપર કાંઈ અભિપ્રાય આપવાની ઇચ્છા હોય તો તે અભિપ્રાય લેવાનો અધિકાર છે, અને જે કામ સંબંધી તે સુચના હશે તે કામ જો ૨૭ મી કલમની (૧૪) મી રકમમાં કહેલા પ્રકારનું હશે તો, અધ્યક્ષે અથવા ચેરમ્યાને તેનો અભિપ્રાય મેળવવો જોઇયે.

આ પ્રમાણે લખીને ફેરવેલી કોઇ પણ સુચનાનો નિકાલ, તે સુચનાનો વિચાર કરવાને ૨૭

મી કલમની ૨ જી અથવા બાર મી રકમ પ્રમાણે વિશેષ સભા ભરી નહીં હશે તો, જે કમિશનર તેઓની ઉપર મત આપે તેઓના બહુ મત પ્રમાણે કરવો જોઇયે.

આ કલમ પ્રમાણે કમિશનરોએ કરેલો દરએક નિકાલ ૨૭મી કલમની ૧૫ મી રકમ પ્રમાણે રાખેલી મિનિટ—બુકમાં દાખલ કરવો જોઇયે.

કરાર કરવાની રીત.

૩૦. મ્યુનિસિપાલિટી અધ્યક્ષને મ્યુનિસિપાલિટીની તરફથી કાંઇ પણ કરાર અથવા કબુલાત એવી રીતે તથા એવા નમુના પ્રમાણે કરવાનો અધિકાર છે કે એવો કરાર અથવા કબુલાત તેણે ખુદ પોતાની તરફથી કરી હોત તો તે રીત તથા નમુના ઉપરથી તે, તે વિદ્યમાનકાળે જે કાયદા અમલમાં હોય તે પ્રમાણે બંદ થયો હોત તે પ્રમાણે કરવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ કરાર અથવા કબુલાતની રકમ અથવા કિંમત પાંચસે રૂપિયા કરતાં વધારે નહીં જોઇયે.

મ્યુનિસિપાલિટીની તરફનો બીજો દરએક કરાર અથવા કબુલાત લખેલી હોવી જોઇયે અને તેની ઉપર અધ્યક્ષે અને બીજા બે કમિશનરોએ સહીયો કરવી જોઇયે અને તેની ઉપર તે મ્યુનિસિપાલિટીના અખ્તિયારી શિક્કાથી મોહોર કરવી જોઇયે.

જે કોઇ પણ કરાર અથવા કબુલાત આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે કરેલ નહીં હસે તે મ્યુનિસિપાલિટીને બંધક થનાર નથી.

બે અથવા વધારે મ્યુનિસિપાલિટીઓની અથવા બીજી સ્થાનિક મંડળીઓની સામાયક કમિટીઓ.

૩૧. કોઇ પણ મ્યુનિસિપાલિટી બીજી કોઇ પણ મ્યુનીસિપાલીટીની સાથે અથવા કોઇ પણ લોકલબોર્ડની સાથે અથવા કયાનટોનમેંટ કમિટીની સાથે, અથવા એક કરતાં વધારે એવી મ્યુનિસિપાલિટીની સાથે, લોકલબોર્ડની સાથે અથવા કમિટિની સાથે હેઠળ લખેલી વાત કરવા બાબત વખતે વખતે એકમત થવાને મુખત્યાર છે..

(અ) જે કોઇ કારણમાં તેઓનો સામાયિક હિત સંબંધ હોય તે કારણ સારૂ પોત પોતાની મંડળીમાંથી એક સામાયિક કમિટી નીમવા બાબત. અને એવી કમિટીનો ચેરમેન નીમવા બાબત, અને

(બ) કોઇ પણ સામાયિકકામ બાંધવા બાબત તથા તે આગળ ચાલુ રાખવા બાબત એવી દરેક મંડળીને બંધક થાય એવી શરતો તઇયાર કરવાનો અધિકાર અને જે અધિકાર એવી મંડળીઓ પૈકી કોઇપણ મંડળીથી ચલાવી શકાય તે અધિકાર એની કોઇ પણ કમિટીને આપવા બાબત; અને

(ક) એવી કોઈપણ કમિટીએ ચલાવવાના કામનું ધોરણ બાંધવા બાબતની અને જે કારણસારૂ કમિટી નિમી હશે તે કારણ સંબંધી પત્રવ્યવહાર ચલાવવાનું ધોરણ બાંધવા બાબતની કાનુન કરવા બાબત તથા તેમાં ફેરફાર કરવા બાબત.

આ કલમ પ્રમાણે કામ કરનારી સ્થાનિક મંડળીમાં જો કાંઇ મતભેદ ઉત્પન થાય, તો તેનો સરકાર જે નિકાલ કરશે તે આખરનો સમજવો.

### ૩—કાનુન તથા પેટા—કાનુન.

મ્યુનિસિપાલિટીઓને કાનુનો કરવાનો અધિકાર છે.

૩૨. દર એક મ્યુનિસિપાલિટીની રચના થયા પછી તેણે સગવડથી જેમ બને તેમ જલદી, આ આકટને તથા મુખ્ય આકટને અનુસરીને, હેઠળ લખેલી વાત બાબત કાનુનો કરવી જોઈયે અને તે વખતે વખતે ફેરવાનો અથવા રદ કરવાનો તેને અધિકાર છે.

કામ ચલાવવાનું ધોરણ બાંધવા બાબત;

(અ) પોતાનું કામ ચલાવવાનું તથા પોતાના કાંઇપણ અધિકાર અથવા કામ એક અથવા વધારે કમીટીઓને સોંપવાનું ધોરણ બાંધવા બાબત;

એસ્ટાબ્લિશમેંટ ઠરાવવા બાબત;

(બ) તેણે જે અમલદારો તથા નોકરોને [illegible] ખવા તે તથા તેઓના હુદા, [illegible], પગાર, [illegible] હોય તે વખતની અથવા બીજી નેમણુંક ઠરાવવા બાબત;

મ્યુનીશીપાલ નોકરોની નીમણુંકો વગેરે કરવાની રીત ઠરાવવા બાબત;

(ક) સદરહુ કોઇ અમલદાર અથવા નોકરને નીમવાની, શીક્ષા કરવાની અથવા બરતરફ કરવાની રીત ઠરાવવા બાબત;

મ્યુનીશીપાલ નોકરોને રજા આપવા બાબત.

(ડ) સદરહુ અમલદારોને અથવા નોકરોને રજા આપવાનું ધોરણ બાંધવા બાબત અને તેઓ રજા ઉપર હોય તે મુદતમાં તેઓનું કામ કરવા સારૂ કોઇ શખસોને નીમે તો તેઓને આપવાનું મેહેનતાણું ઠરાવવા બાબત;

પેનશનો વગેરે ઠરાવવા બાબત;

(ઇ) સદરહુ સઘળા અમલદારોની તથા નોકરોની ચાકરીની મુદતનું ધોરણ બાંધવા બાબત અને એવા અમલદારો અને નોકરો, અથવા તેઓ માંહેના કોઇ મુદત પુરી થયા પછી ચાકરી છોડીને ઘેર બેસે ત્યારે તેઓને શી સરતે પેનસનો, આન્યુઇટીઓ, અથવા કંપ્યાશનેટ આલૌઅન્સ મળે તે સરતો અને એવાં પેનસનો, આન્યુઇટીઓ અથવા કંપ્યાશનેટ આલૌઅન્સની રકમ ઠરાવવા બાબત.

## ટીકા

પેનશન વરસ ૧ થી વધારે પગારની આપવી હોય તો શરકારની મંજુરી જોઇયે. સરકારનો ઠરાવ તા૦ ૭ ફેબરવારી સન ૧૮૭૭ નંબર ૩૮૯ શાપ મારનારને મ્યુનીસીપાલીટી ઇનામ આપી શકે નામદાર સરકારના તા. ૧૧ જુલાઇ સન ૧૮૭૯ નં૦ ૧૮૭૪

પ્રાવિડેંન્ટ ફંડમાં ફાળો આપવા બાબત.

(ફ) જે કોઇ પેનશન ફંડ અથવા પ્રાવિડેન્ટ ફંડ સદરહુ અમલદારો તથા નોકરો, તે મ્યુનિસિપાલીટીની પસંદગીથી સ્થાપે તે ફંડમાં અમૂક ઠરાવેલા દરે તથા અમુક ઠરાવેલી શરતને અનુસરીને ફાળો આપવાનો અધિકાર આપવા બાબત;

આપવાનાં તારણની રકમ ઠરાવવા બાબત.

(ગ) જે કોઇ અમલદારની અથવા નોકરની પાસેથી તારણ લેવું યોગ્ય છે એવું લાગે તે અમલદારે અથવા નોકરે આપવાનાં તારણની રકમ તથા પ્રકાર ઠરાવવા બાબત;

મ્યુનીશીપાલીટીનાં કારણસારૂ કર વગેરે બેસાડવાના તેઠરાવવાબાબત

(હ) મ્યુનિશિપલ ડિસ્ટ્રીકટમાં મ્યુનિશિપલ કારણસારૂ લેવાના ટોલ, બાબ, કર, અથવા બીજા વેરા અને મુખ્ય આકટની ૨૨ મી કલમ પ્રમાણે આપેલાં લાઇસેન્સ (પરવાના) અથવા પરવાના બાબત લેવાની ફી સદરહુ આકટની ૨૧ મી કલમ માંના ઠરાવોને અનુસરીને બેસાડવા બાબત અને તે બેસાડવાનો અથવા વસુલ કરવાનો વખત તથા રીત ઠરાવવા બાબત;

મ્યુનીશીપાલ નેકરોની એકંદર સમજુતી સારૂ.

(બે) મ્યુનીશીપલ કારભાર ચલાવવા સબંધી સઘળી બાબતમાં તેના અમલદારોની તથા નોકરોની એકંદર સમજુત થવા સારૂ પણ એવું ઠરાવ્યું છે કે—

સરકારે થોડી મુદત સારૂ આ પેલા અમલદારો બાબત વિશેષ ઠરાવ; અને

(જ) જો કોઇ અમલદારને કોઇ મ્યુનિસિપાલીટીને સરકારે આપ્યો હોય અથવા જો કોઇ અમલદાર કેટલેએક અંસે સરકારની ચાકરીમાં અને કેટલેએક અંસે કોઇ મ્યુનિસિપાલીટીની ચાકરીમાં હોય, તો તેના પેનસનમાં અને રજા ઉપરના મુસારામાં આ બાબત વખતે વખતે જે કાનુન અમલમાં હોય તે કાનુન પ્રમાણે અવશ્ય હોય તેટલો ફાળો સદરહું મ્યુનિસિપાલીટીએ આપવો જોઇએ, અને સદરહુ અમલદારને, સરકારને છ મહીના અગાઉથી નોટીસ આપ્યા વગર તેની ચાકરીની પોતાને જરૂર નથી એમ કહીને કોઇપણ વખતે સરકારની સંમતિ વગર રજા આપવી નહીં.

કેટલીએક બાબતમાં સરકારની અગાઉથી મંજુરી લેવા બાબત વિશેષ ઠરાવ.

(કે) આ કલમ પ્રમાણે ઠરેલી કોઇપણ કાનુન, ગવરનર ઇન કાઉનસીલે અથવા તેઓ આ બાબત જે અમલદારને નીમે તે અમલદારે પસંદ કરયા સિવાય તથા પસંદ કરે ત્યાંહાંસુધી અમલમાં આવશે નહીં.

## ટીકા.

હીંદુસ્તાન સરકારનો ઠરાવ તા૦ ૬ નવેમ્બર સને ૧૮૮૮ નો રેવન્યું હેન્ડ બુક પાને ૪૨૧ મે છપાએલો છે તેમાં મ્યુનિસિપાલિટીથી આમદની ઉપર ટેક્ષ નંખાય નહીં એવું ફરમાવેલું છે.

કોઇ રૂલ અગર નામદાર સરકારે મંજુર કરી હોય તોપણ તે કાયદાને અનુંસરતી નહીં હોય તો નકામી છે એવો નામદાર હાઇકોરટનો ઠરાવ રીપોટમાં તા૦ ૪ અકટોબર સને ૧૮૭૧ છપાએલો છે. એના સબંધમાં એક દાખલો આપીએ છીએ કે:—

કાયદામાં કલમ ૪૨ માં રકમ ૩ માં ઉઘાડી અડાળી—તથા છજાંની બાબત લખીછે તેપર બાયલોજ થઇ છે તેમાં ખપેડા વધારેલા છે તારે અસલ કાયદામાં શબ્દો છે તે માત્ર તે અડાળી તથા છજાં છે તેથી ખપેડા વીશે મંજુર થએલ બાયલોજ કાયદા બાહાર છે.

ખપેડો પ્રોજકશન છે તે નોટીસથી કઢાવી શકે જો તે ગટરને કે આવનાર જનારને હરકત કરતા હોય અથવા જમીનપર ચણતર કીધાથી જગો દબાવી હોય તે કઢાવી નંખાય જો કાંઇ વસ્તુ મોરી ગટરને અથવા રસ્તે જનારને હરકત કરતા નહીં હોય અથવા જમીન દબાતી નહી હોય તો કઢાવી શકાએ નહીં.

એ પરથી ખપેડો અથવા બાહાર ઉઘડતાં બારણાં કે દુકાનનાં પાટીઆં અને નેજાં હરકત કરતાં હોય તો નોટીસથી કહાડી શકાય તેવું છજુ દાખલી નથી એટલે રકમ ૩ માં આવતી નથી માટે શજા ન થાય એવી વાત એડીશન ઓલટરેશનમાં પણ સમાતી નથી કેમકે એકઝીશટીંગ બીલડીંગમાં એટલે હોય તે મકાનમાં તે મકાનની માલકી જમીનની હદના અંદર સુધી કાંઇ એડીશન આલટરેશન કરે તો તે એડીશન આલટરેશન કહેવાય. હદની બાહાર જે કંઇ કરવું તે પ્રોજકશન કહેવાય તેને માત્ર કલમ ૪૨ મુજબ નોટીશથી નીકાલ કરવાનો છે. પ્રોજકશનને કલમ ૩૩ મુળ કાયદાની લાગે નહીં કેમ કે તે હદની બાહાર પરોજકશન થયું

છે બારી મુકવા રજા લીધી તે મળી તેનાં કમાડ બાર ઉઘડતાં કીધાં તેથી લોકોને હરકત થતી હોય તો નોટીસ આપી નીકાલ કરવાને છે. કંઇ એવી બાબત શજાને પાત્ર નથી માત્ર શજા છજાં અડાળીની બાબતમાંજ કાયદામાં લખેલી છે.

વીજવલ્લવ યેશા શાસ્ત્રીના કામમાં મેહેરબાન અમદાવાદના ડીસ્ત્રીકટ માજીસ્ટ્રેટ સાહેબનો હુકમ તા૦૧ નવેમબર સન ૧૮૭૯ નં૦ ૩૬૯૮ નો થએલોછે કે વાછંટીઆ કીધાં એ રૂલ વીરૂધ કીધું એમ નથી રૂલમાં લખેલી બાબત રૂલ વારૂધ કેહેવાય.

સરકારનો ઠરાવ તા૦ ૫ અગસ્ટ સને ૧૮૭૨ ના. ૩૦૮૩ નો નીચે લખેલી ચીજો શીવાય બીજી ચીજોપર જકાત ઠરાવવી નહીં.

૧ માણસને તા. જાનવરને ખાવાની ચીજપર.
૨ કતલનાં જાનવરો
૩ બાળવાની તા.રોશની કરવાની ચીજપર.
૪ કરીઆણું ગુંદરો, મશાલો અને સુગંધીદાર ચીજોપર.
૫ ઇમારત બાંધવામાં કામ આવે તેવા ચીજપર.
૬ તંબાકુપર.
૭ પરચુરણ કપડતી ચીજ અને વણવાના દોરા તથા પેરવાનાં લુગડાં અને પોશાકપર.
૮ ધાતુ અને ધાતુની ચીજ ઉપર.

કેટલીએક મ્યુનીસીપાલીટીઓને પેટા કાનુંન કરવાનો અધીકાર છે.

૩૩. દરએક મ્યુનીશીપાલીટીને, ગવરનર ઇન કોંઉનશીલની અગાઉથી મન્જુરી લઈને હેઠળ લખેલી વાત બાબત આ આકટને તથા મુખ્ય આકટને અનુસરીને હોય એવી વખતે વખતે પેટા કાનુન કરવાનો, તેમા ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધીકાર છે.

બજારો તથા કસાઇખાના વગેરે બાબત.

(અ) બજાર તથા કસાઇખાનું અને જે ઘોડા અથવા બીજાં જનાવરો ભાડે આપવામાં આવતાં હશે અથવા જેઓથી થનારી પેંદાસ વેચવામાં આવતી હશે તેઓ વાપરતા હોય અથવા તેઓસારૂ વાપરવામાં આવતી હોય તે સઘળી જગાનું નીયમન તથા તેમની ઉપર દેખરેખ રાખવા બાબત, અને તેઓમાં સ્વચ્છ અને યોગ્યરીતે કામ ચલાવવાબાબત, અને તે બજાર, કસાઇખાનાનું અને જગામાંથી જે મ્યુનીસીપાલીટીનાં હોય તે વાપરવાબાબત જે ચારજ લેવો તે ઠરાવવાબાબત;

ભય ભરેલા અથવા ત્રાસદાયક વેપારનું નિયમન કરવા બાબત;

(બ) મુખ્ય આકટની ૬૯ મી કલમમાં કહેલા કારણો પૈકી કોઇપણ કારણ સારૂ વાપરવાની જગા બાબત પરવાના આપવા બાબતનું તથા તે જગા ઉપર દેખરેખ રાખવા બાબતનું અને એવી જગામાં જે કામ ચલાવવાનું તેનું ઉપદ્રવકારક, ત્રાસદાયક અથવા ભયકારક પરિણામ ઓછામાં ઓછું થાય એવી રીતે તે કામ ચલાવવા બાબતનુ નિયમન કરવા બાબત.

પાંણી પુરૂં પાડવા બાબત તથા ગામના જતન બાબત.

(ક) પાંણી પુરૂ પાડવા બાબત, ગામનાં જતન બાબત અને મુવેલાં જનાવરનાં મડદાંની બ્યવસ્થા કરવા બાબત;

જન્મ વગેરે નોંધવા બાબત;

(ડ) મ્યુનિસિપાલ ડિસ્ટ્રીકટમાં જન્મની, મરણની તથા લગ્નની નોધ કરવા બાબત તથા વસ્તીની ગણતરી કરવા બાબત;

સાધારણ કારભાર કરવાના કારણ બાબત;

(ઈ) એકંદર રીતે મ્યુનિસિપાલીટીના કારભાર સબંધી સઘળી બાબતનું નીયમન કરવા બાબત.

પેટા કાનુંન તોડવા બાબત દંડ કરવાનો અધીકાર;

અને એવી દરએક મ્યુંનિસિપાલીટીને, એવી કોઇપણ પેટા કાનુંન તોડવા બાબત, તેવીજ મંજુરી લઇને, દંડ કરવાનો અધીકાર છે.

## ટીકા.

### સન ૧૮૮૪ ના આકટ ૨ ની ૩૩ મી કલમ મુજબ મ્યુનિસિપાલિટીઓએ પેટા કાનુનો કરતી વખતે લક્ષમાં રાખવાની બાબતો.

### નંબર ૬૫૩

### જનરલ ડિપાર્ટમેંટ.

મુકામ જંજિરે મુંબઇ. તારીખ ૨૩ માહે જાનેવારી સન ૧૮૯૦

રિમેંબ્રન્સર ઓફ લીગલ એફેર્સ તરફથી પત્ર નંબર ૧૬૧૬, તારીખ ૨૪ ડીસેમ્બર સને ૧૮૮૯ નો આવ્યો તે નિચે પ્રમાણે:—

" તારીખ ૧ માહે આગષ્ટ સન ૧૮૮૯ ના સરકારના ઠરાવ નંબર ૩૦૬૫ ના પારેગ્રાફ ૨ ના સબંધમાં લખવાનું કે મુંબાઇના સન ૧૮૮૪ ના આકટ ૨ ની કલમ ૩૩ (અ) મુજબ પેટા કાનુંનો ઘડી સરકારની મંજુરી સારૂ તેનો મુસદો મોકલતી વખતે જે બાબતો વિશે મ્યુનિશિપાલીટીઓ વારંવાર ભુલાવો ખાય છે તે બાબતો નિચે પ્રમાણે છે અને તે તેઓએ ધ્યાનમાં રાખવી જોઇયે:—

" ૨. (૧) કોઇપણ મ્યુનિસિપાલીટી કોઇપણ જગાનો કસાઇખાના પ્રમાણે ઉપયોગ કરવાની મના કરે તે પહેલાં તે મ્યુનિસિપાલીટીએ સારવજનિક કસાઇખાનાં બાંધેલાં અગર ચાલુ કરેલાં હોવાં જોઇએ. એમ સન ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની ૬૬ મી કલમ ઉપરથી જણાય છે.

જનાવરો મારવા સારૂ મ્યુનિસિપાલીટીએ બીજી સગવડ કરયા શિવાય તે મનાઇ અમલમાં આવશે નહીં પરંતુ જનાવરો મારવા સારૂ ફકત પડતર જમીન ઠરાવી આપવાથી મ્યુનિસિપાલીટીઓ આ શરત પુરી કરે છે એમ કોઇએ સમજવું નહીં.

(૨) માત્ર જે જગાનો કસાઇખાના પ્રમાણે ઉપયોગ થાય છે, અને જે, પેટાકાનુનો મુજબ બંદોબસ્ત અને દેખરેખ રાખી શકાય એવી છે એવી જગાઓ વિષે સન ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની કલમ ૬૬ અને સને ૧૮૮૪ ના આકટ ૨ની કલમ ૩૩ (અ) મુજબ કસાઇખાના તરિકે પરવાની આપી શકાય છે. તેથી કરીને રેહેવાના ખાનગી ઘરોમાં જનાવરો મારવાનો પરવાનો આપવો કાયદા વિરૂધ છે.

(૩) પરવાનાવાળા સખસે અમુક શરતો પાળવી એમ બંધન કરવું હોય તો તે શરતો ફકત પરવાનામાં દાખલ કરેથી ચાલશે નહીં. પરંતુ સને ૧૮૮૪ ના ૨જા અકાટની કલમ ૩૩ (અ) મુજબની પેટા કાનુંનોમાં દાખલ કરવી જોઇયે, અને ૩૪ મી કલમ મુજબ—

(અ) તે કાનુનો જે જગાએ લાગુ કરવાની હોય ત્યાં તે પ્રસિધ કરવી જોઇયે.

(બ) તે કાનુંનો સંબધી હરકત લીધી હોય ત્યારે તેનો ફરી વિચાર કરવો જોઇયે.

(ક) તે કાનુંનો વિષે સરકારની મંજુરી લેવી જોઇયે.

(૪) જે મુદા ઉપર પરવાના આપવામાં આવે તે મુદાઓ કાનુંનો અગર પેટા કાનુંનોના રૂપમાં જાહેર કરવાની જરૂર નથી અને તે વાત અયોગ્ય છે.

મ્યુનિસિપાલીટીઓએ "વખતે વખતે" અગર "આશામીઓ" પ્રમાણે ( સન ૧૮૭૩ નો મુંબાઇનો આકટ ૬, કલમ ૬૬ ) બદલાના પ્રસંગ ઉપર લક્ષ પોંહોચાડી પોતાને યોગ્ય જણાય તેવા પરવાના આપવાના છે. તેટલા માટે મ્યુનીસીપાલીટીઓએ બધી બાબતોમાં લાગુ નહીં પડે એવી તથા જેમાં ફેરફાર કરવા સારૂ અગર જે રદ કરવા સારૂ સરકારની મંજુરી જોઇયે એવી અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે જે મુદા ઉપર પરવાના આપવાનો પોતાનો વીચાર હોય તે મુદા સંબંધી ઘણું તો ઠરાવરૂપી થાય એવી કનુંનો કરીને પોતે વીનાકારણ બંધનમાં આવવાનો પ્રયત્ન કરવો નહીં.

(૫) ખાનગી કસાઇખાનાના અને મારકીટોના પરવાના બદલ સન ૧૮૭૩ ના મુંબાઇ ના આકટ ૬ ની ૨૩ મી કલમ મુજબ ફી લેવાનો અધીકાર છે, પરતુ એવી ફી સન ૧૮૮૪ ના મુબાઇના ૨ જાં આકટની કલમ ૩૨ (હ) મુજબ કરેલી કાનુનોથી ઠરાવવી જોઇયે, પેટાકાનુનોથી ઠરાવવી નહી

(૬) પરતુ મ્યુનીસીપાલીટોના કસાઇખાનાં વગેરે વાપરવા બદલ કર ઠરાવવો તે કલમ ૩૩ (ગ) મુજબન. પેટા કાનુંનોથી ઠરાવવો જોઇયે, અને તેવી કરીને—

(અ) તે કાનુનો જે જગાએ લાગુ કરવાની હોય ત્યાં તે પ્રસિધ કરવી જોઇયે,

(બ) તે કાનુનો સંબધી હરકત લીધી હોય ત્યારે તેનો ફરી વિચાર કરવો જોઇયે,

(ક) તે કાનુનો વિષે સરકારની મન્જુરી લેવી જોઇયે.

આ ભેદ—

(અ) કાયદા ઉપરથી મળેલા અધીકાર તથા સોંપેલાં કામો, અને

(બ) સારવજનીક મંડળીને આપેલાં તથા તેના કાયદાપ્રમાણે ચલાવવાના હક ( મરસી ડોકસ ટસ્ટીઓ વીરૂધ ગિબ્સ ૧ એચ. એલ્. આર. ૯૩)

એઓની વચે જે તફાવત ગણવાનો છે તે આધારે પાડયો છે.

(૭) માત્ર કસાઇખાનામાનું કામ ચલાવવાના સંબંધમાં કસાઇખાનાના નિયમ થઇ શકે છે ( આ નિયમ પેટાકાનુનોથી ઘડવા જોઇયે પરવાનાગાં શરતો દાખલ કરીને ઘડવા નહીં.)

તે પેટાકાનુનોમાં, તે કામ.

(અ) યોગ્ય રીતે અને

[બ] સ્વચ્છપણે.

કરવા બદલ ઠરાવ હોવા જોઇયે

તે પેટા-કાનુનોનો હેતુ નીચે મુજબ હોવો જોઇયે—

(અ) જનાવરો મારતી વખતે નિરદયતા થતી અટકાવવી

(બ) કસાઇખાનામાં પવનની આવ જાવ થાય અને તેમાંનુ ખરાબ પાણી જતું રહે અને ગંદકી કાઢી શકાય એવી તજવીજ કરવી.

( તારીખ ૧૬ અપરેલ સન ૧૮૮૯ નો સરકારનો ઠરાવ નંબર ૧૫૧૩ જુઓ).

એવા પ્રકારની કનુંનો કરવી કેટલી અગત્ય છે એ ઘણુ કરીને મ્યુનીસીપાલટીના લક્ષમાં આવતું નથી. સુરત મ્યુનીશીપલીટીની એવી સુચના હતી કે નાંખી દેવાનું માંસ કચરાની પેટીમાં નાંખવું. પરંતુ એવી રીતનો ઠરાવ કરેથી સદરહુ નિરદીષ્ટ કરેલુ સ્વચ્છપણું રહેશે નહીં એવા પદારથોની શી વ્યવસ્થા કરવી તે સને ૧૮૭૩ ના મુબાઈના આકટ ૬ ની ૭૧ મી કલમમાં નિરદીસ્ટ કરેલું છે અને તે વ્યવસ્થા અમલમા લાવવા સારૂ સન ૧૮૮૪ ના મુંબાઇના ૨ જા આકટની કલમ ૨૩ ( ક ) મુજબ પેટા—કાનુંનો ઘડવી.

(૮) આવી કાનુનોમાં અમુક જનાવરો મારવા એમ ઠરાવવું એ કાયદેસર નથી. અમુક

જનાવર ભક્ષ્ય છે કે નહી એનો ન્યાયપુરવક નીરણય કરવાનો અધીકાર મ્યુનીશીપલીટી ધારણ કરી શકતી નથી. અને સારવજનીક કસાઇખાનામાં મારવા સારૂ આણેલાં જનાવરો અભક્ષ છે એ મુદા પર પાછા મોકલવાનો મ્યુનીસીપાલીટીને અધીકાર નથી. ખાવા માટે મારવાનાં જનાવરો પાસે ભેગાં રાખવાં અયોગ્ય એવાં જે રોગી જનાવરો જણાતાં હોય તેમને દુર કાઢવાં. એવાં કોઇપણ રોગી જનાવરનો ખાવા માટે ઉપયોગ કરવાનો જો કોઈ પ્રયત્ન કરે તો માજીસ્ટ્રેટની મદદ માગી સકાય ( સન ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની કલમ ૬૮ ઇંડિયન પિનલકોડની કલમ ૨૭૩ અને ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૫૨૧ ) મ્યુનીશીપાલીટીના કસાઇ ખાનામાં મારવા સારૂ આણેલો ઘોડા પાછો મોકલવાનો અધીકાર નથી, પરંતુ તેને જુદી જગાએ મારવો એવો હુકમ કરવાનો અધીકાર છે.

(૯) મ્યુનીસીપાલીટીઓ પોતે પેટા-કાનુનો ઘડીને તેના આધારે પોતાને અધિકાર આપી શકતી નથી. જેમ કે પેટા કાનુનોનું ઉલ્લંઘન કરવા બદલ માણસોને કસાઇખાનામાંથી કાઢી મુકવાનો અધિકાર મ્યુનીશીપાલીટી ધારણ કરી શકતી નથી, પણ તે પેટા—કાનુનોમાં ઠરાવેલો દંડ કરવાની તજવીજ કરવાના અથવા ઇંડિયન પીનલકોડની કલમ ૪૪૭ મુજબ સાપરાધ પ્રવેશ બદલ કામ ચલાવવાના માત્ર મ્યુનિસિપાલીટીને અધીકાર છે.

(૧૦) પેટા-કાનુનોમાં મોઘમપણું રાખવું એ ઘણું નુકશાન કારક છે. જે સરતો દાખલ કરવાની હોય તે સબંધી કાનુનોના ઠરાવ સ્પષ્ટ હોવા જોઇએ. ઇન્સપેકટર જે જે હુકમ કરે તે બધા સરવ લોકોએ માનવા જોઇએ એવી સામાન્ય કાનુન કરવા એ હરકતને પાત્ર છે.

(૧૧) બજારો, કસાઇખાના વગેરેની દેખરેખ રાખવા બાબતની પેટા કાનુનમાં દેખરેખ શિવાય વળી માણસોને પકડવાનો તથા માલ અટકાવવાનો અને એવો બીજો અધીકાર કલમ ૩૩ ( અ ) મુજબ પેટા—કાનુનોમાં ઇન્સપેકટરને ઘણી વખતે મ્યુનીશીપાલીટીયો આપવાનું કરે છે તે આપવાની સત્તા નથી.

(૧૨) જે ઘોડા અગર બીજાં જનાવરો ભાડે આપવામાં આવતાં હોય અથવા જે તેમનાથી થનાર ઉત્પન્ન વેચવા સારૂ રાખ્યા હોય તેઓને માટે વાપરવામાં લીધેલી જગાના સંબંધમાં નિયમો કરવાનો તથા તે ઉપર દેખરેખ રાખવાનો કલમ ૩૩ (અ) માં અધિકાર આપેલો છે, પરંતુ જે ખાનગી જગામાં, આ ધંધો ચલાવવા સારૂ જેટલાં જનાવરો રાખવાની જરૂર છે તેટલાં ન હોય તે જગાના સંબધમાં નિયમો કરવાનો અને તે ઉપર દેખરેખ રાખવાનો બિલકુલ અધીકાર આપેલો નથી.

" ૩ કલમ ૩૩ (અ) મુજબની પેટા-કાનુનોના સંબંધમાં નિચે લખેલી બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ એમ મને લાગે છે:—

(૧) સને ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની ૬૯ મી કલમમાં નિરદીષ્ટ કરેલાં કારણો પછી કોઇપણ કારણસાર કોઇ પણ જગાનો ઉપયોગ કરવા માટે પરવાનો લેવાની જરૂર છે એમ ઠરાવવાનો મ્યુનીસીપાલટીઓને અધીકાર નથી.

આ બાબત કલમ ૬૯ નો અને કલમ ૬૮ નો મુકાબલો કરવાથી ધ્યાનમાં આવશે. સદરહુ ૬૬ મી કલમમાં બજાર અને કસાઇખાના પરવાના વગર ચાલુ રાખવાની મનાઇ કરવાનો અધિકાર સ્પષ્ટ રીતે આપેલો છે. પણ ૬૯ મી કલમમાં પરવાના વગરના સાબુના કારખાના, તેલ ઉકાળવાના કારખાનાં વગેરે ચલાવવાની મના કરવાનો અધીકાર બિલકુલ આપેલો નથી.

માત્ર ૬૯ મી કલમમાં નિરદીષ્ટ કરેલ પ્રસંગે—એટલે તે ધંધો અપકારક અગર ભયકારક વગેરે હોય તોજ—લેખી નોટીસથી તેવી મના કરી શકાય.

(૨) તેટલા માટે પરવાનાવાળો સખસ પરવાનામાં નિરદીષ્ટ કરેલી શરતોથી કાંઇ કરત

બ ફરમાવ્યું હોય તેથી બંધાતો નથી. સદરહુ બાબતનું નિયમન પેટા-કાનુનોથી કરવું જોઇયે અને ૩૪ મી કલમ મુજબ:—

(અ) તે પેટા-કાનુનો જ્યાં લાગુ હોય ત્યાં પ્રસિધ્ધ કરવી જોઇયે,

(બ) તે કાનુનોના સંબંધમાં હરકત લીધી હોય ત્યારે તેનો ફરી વિચાર કરવો જોઇયે, અને

(ક) તે કાનુનો માટે સરકારની મજુરી જોઇએ.

(૩) તેમજ પરવાનામાં નિરદીષ્ટ કરેલી કોઈપણ શરતનો ભંગ કરયા બદલ કંઈ પણ શિક્ષા ઠરાવી શકાય નહીં. ફકત પેટા-કાનુનોનો ભંગ કરયા બદલ દંડ કરવાનો મ્યુનીસીપાલીટી ને કલમ ૩૩ થી અધિકાર છે.

(૪) આવાં કારણો સારૂ જગાનો ઉપયોગ કરનારાઓને પરવાનો લેવાની પેટા કાનુનથી ફરજ પાડી શકાય, અને સદરહુ પેટા-કાનુનનો ભંગ કરયા બદલ દંડ ઠેરવી શકાય; પણ ભયંકર અથવા પીડાકારક ધંધા માટે આવી જગાનો ઉપયોગ કરયા બદલ દંડ લેવો નહીં પરંતુ પરવાનો લેવામાં કસુર કરયા બદલ લેવો જોઇયે. વાસ્તે આવા ધંધાને માટે પરવાનો લેવાના ફરજ પાડવાની પેટા-કાનુન નિચે પ્રમાણે હોવા જોઇયે:—

'નિચે બતાવેલા ધંધાસારૂ * * કોઇ પણ મકાનનો ઉપયોગ કરનારા દરેક સખસે તેનો પરવાનો મળવા બાબત * * ને અરજી કરવી જોઇએ.' અને 'નિચે બતાવેલા ધંધાસારૂ પરવાના વગર કોઇપણ સખસે કોઇપણ મકાનનો ઉપયોગ કરવો નહીં' એમ હોવી નહીં જોઈયે.

(૫) એવી જગા બદલ પરવાનો આપવાનો હેતુ એ છે કે એવી જગાઓ વિદ્યમાન હોવાની અને તેના ઠેકાણાની માહીતી મ્યુનીસીપાલીટીને હોય તો તે જગા બદલ નિયમો કરવાનું તથા દેખરેખ રાખવાનું સગવડતાથી બની શકે. તેટલા માટે એવા પરવાના અવશ્ય રીતે આપવા જોઇયે, અને સન ૧૮૭૩ ના મુંબઇના આકટ ૬ ની ૬૯ મી કલમ મુજબ તે ધંધો ચાલવા દેવાની કાયદેસર મનાઇ થઇ હોય તે પ્રસંગ સિવાય બાજે પ્રસંગે એવા પરવાના આપવાની ના પાડવી નહીં.

(૬) કલમ ૨૩ (બ) મુજબ કરેલી પેટા-કાનુનોથી આવા ભયંકર અથવા પીડાકારક ધંધાને માટે ઉપયોગમાં લીધેલી જગામાં કામ ચલાવવાના નિયમો ફકત થઇ શકે. અમુક જગા એવા કારણ સારૂ ઉપયોગમાં લેવી અગર અમુક જગા તેવા કારણ સારૂ નહીં વાપરવી એવો ઠરાવ તેમાં નહીં હોવો જોઇએ.

અમુક જગા એવા કારણ સારૂ વાપરવી નહીં એવો એકાદી મ્યુનીસીપાલીટીનો અભિપ્રાય હોય તો તે મ્યુનીશીપાલીટીએ સને ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની ૬૯ મી કલમ મુજબ લેખી નોટીસ આપવી, અને એવી નોટીસ આપવા પહેલાં તે કલમમાં નિરદિષ્ટ કરેલી હકીકત હોય એટલે તે જગા વાપરવી એ અપકારક અગર ભયકારક વિગેરે હોય તોજ માત્ર એવી નોટીસ આપવી વ્યાજબીછે. માટે નિચે લખ્યા પ્રમાણે પેટાકાનુંન કરવી ગેરકાયદેસર છે.

'નિચે બતાવેલી હદ માંહેની જગા શિવાય બીજી કોઇપણ જગા સાબુના, તેલ ઉકાળવાના, રંગરેજના, ચામડાં રંગવાનાં વગેરે કારખાના દાખલ વાપરવી નહીં.'

(૭) આ નિયમન કરવા બાબતની પેટા કાનુનોથી **માત્ર કામ ચલાવવાની રીતમાં** ફેરફાર કરી શકાય, પરંતુ તેમાં જેમ કેટલીક વખતે મ્યુનીસીપાલીટી ઇમારતના બાંધકામમાં ફેરફાર કરાવવા પ્રયત્ન કરે છે તેવી રીતનો ઠરાવ કરી શકાશે નહીં.

તે ઇમારતો જો ખરેખર ભય ભરેલી સ્થિતિમાં હોય અથવા લોકોને ઉપદ્રવ થાય એવી રીતે બાંધેલી હોય તો સન ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની ૬૯ મી કલમ મુજબ કામ ચલાવવું જોઇયે, જો તેવી ન હોય તો તે ઇમારતોની રચના વગેરે સંબંધી પોતાના વિચાર, શિક્ષા ઠરાવીને અમલમાં લાવવાનો મ્યુનીસીપાલીટીને અધિકાર નથી,

(૮) કામ ચલાવવાની રીતના નિયમો કરવાના અધિકારનો અરથ કામના પ્રકારની અથવા વિસ્તારની મરયાદા બાંધવી એમ થતો નથી, જેમ કે અમુક જગામાં કેરોસીનના ડબાની અથવા દિવાસળીની પેટીઓની માત્ર અમુકજ સંખ્યા ભરી રાખવી એવી પેટા કાનુન ઘડવી એ અધિકાર ઉપરાંત છે. ચીજો કેવી રીતે ભરી રાખવી એ ઠરાવવાનો અધિકાર છે, પરંતુ તે અમુક જથા સુધી ભરી રાખવી એમ ઠરાવવાનો અધીકાર નથી.

(૯) નિયમન કરવા બાબતની પેટા કાનુનોનો અરથ સ્પષ્ટ હોવો જોઇયે. જે પેટા કાનુનોમાં શિક્ષાનો ઠરાવ હોય તે પેટા કાનુનો મોઘમ રાખવી એ ઉપર કહયા પ્રમાણે નુકશાન કારક છે. જેમ કે ' દેખરેખ રાખવાને માટે યોગ્ય અને સવડતા ભરેલી વ્યવસ્થા હોવી જોઇએ ' એવી પેટાકાનુન કરવી એ ખરેખર અનિશ્ચિત ઠરાવ છે. કરતવ્યની વ્યાખ્યા કરવી જોઇએ, વરણન કરવું નહી.

(૧૦) પેટા કાનુન ઉપરથી કોઇપણ અધિકાર આપી શકાય નહીં. પરવાના વગરના ચામડાં રંગવાના કારખાનામાંનો માલ જપ્ત કરવાનો અધીકાર આપનારી પેટા-કાનુન કરવા બાબત સુરત મ્યુનીસીપાલીટીની સુચના તદન ગેરકાયદેસર છે. મ્યુનીસીપાલીટીની અને તેના અમલદારોની સત્તા પેટા-કાનુનો ઉપરથી વધારી શકાતી નથી.

" ૪. કલમ ૩૩ ના બાકીના પારેગ્રાફ઼ મુજબ કરવાની પેટાકાનુનોના સંબંધમાં તપશીલવાર નિયમ કરી આપવા અશક્ય છે, તથપિ ઉપર કહેલાં સાધારણ મુદા તેવી પેટા-કાનુનોને લાગુ કરી શકાશે અને તે ઉપરથી સાધારણ સમજ પડશે. જે કાંઇ વિશેષ બાબતોમાં મ્યુનિસિપાલિટીઓને અમલ કરવા સંબંધી પોતાનો અધિકાર ચલાવવાનો હુકમ છે તે બાબતોમા તે અધિકાર ન ચલાવતાં સામાન્ય પેટાકાનુનો લાગુ કરવાનું મ્યુનીસીપાલીટીયો અનેક પ્રસંગે ધારે છે જેમ કે તેઓ ઘણીવાર નવી ઇમારતોના નકશા તથા બાંધણીના સંબંધમાં પેટાકાનુનો કરીને તે ભંગ થયા બદલ શિક્ષા ઠરાવે છે; પરંતુ તેમ કરવાનો તેમને બિલકુલ અધિકાર નથી. મ્યુનીસીપાલીટીઓએ સન ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની ૩૩ મી કલમ મુજબ પ્રત્યેક બાબતના સંજોગો સ્વતંત્રપણે પોતે વિચાર કરવો અને ઇમારત જે નકશા પ્રમાણે બંધવાનો વિચાર હોય તે નકશા બદલ મ્યુનીસીપાલીટીને સુચના મળ્યા પછી તેઓના તરફથી લેખી હુકમ ન મળે તો ઇમારત બંધાવનાર ધણીએ યોજેલા નકશા પ્રમાણે તે બાંધવાનો આરંભ કરવો, એમ જેણે તે આકટમાંના સ્પષ્ટ ઠરાવેલું ( સન ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ની કલમ ૩૩ મી જુઓ ) ઉલંઘન કરવું નહીં.

" તેજ પ્રમાણે ૪૩ મી કલમમાં નિરદીષ્ટ કરયા પ્રમાણે દરેક બાબતમાં દેખરેખ તથા નિરબંધ નહીં રાખતાં તથા જુદા જુદા લોકોના દરજ્જા વગેરે તરફ લક્ષ નહીં આપતાં સરવે લોકોએ પોતાની તમામ વાડો દુરસ્ત રાખવી તથા કાપવી તેમજ તમામ ઝાડ તથા છોડવા છેદવા તથા કાપવા એવી મતલબની પેટાકાનુનો કરી પોતાના કરતવ્યમાંથી છુટવાનો મ્યુનીસીપાલીટીઓ ઘણી વખતે પ્રયત્ન કરે છે, પરંતુ ૪૩ મી કલમમાં એમ કહયું છે કે એવી પ્રત્યેક બાબતમાં નોટીસ કાઢવી જોઇએ, અને તે વાડો કોઇપણ સારવજનીક સ્ટ્રીટની બાજુએ આવેલી હોય અથવા તે ઝાડો અને છોડવા કોઇપણ સારવજનીક રસ્તાપર, સ્ટ્રીટઉપર અથવા કુવા ઉપર આવેલા હોય અથવા આવવા જેવા જણાતા હોય અથવા ત્યાં ભય અગર અડચણ અથવા નુકશાન કરતાં હોય અથવા કરે એમ જણાતાં હોય તોજ માત્ર તેવી નોટીસ કાઢવાનો અધિકાર છે.

" તેજ પ્રમાણે ખાનગી જગામાં આરોગ્ય રક્ષણના સંબંધમાં ગેરવ્યવસ્થા થયેથી લેખી નોટીસ આપીને જે કામ ચલાવવા વિષે આકટમાં કહયું છે તે કામને બદલે પેટાકાનુન ઘડી તે જગાની વ્યવસ્થા કરવામાં ઘણી વખતે હાથ ઘાલવાનો મ્યુનસીપાલીટી પ્રયત્ન કરે છે.

૫. ઉપર કહેલી સુચનાઓ જોઇએ તેટલી વિસ્તીરણ નથી એ ખરૂ છે, તથાપિ પેટા કાનુનો ઘડતી વખતે જે મુદ્દાઓ મ્યુનીસીપાલીટીએ ધ્યાનમાં રાખવા જોઇએ અને જે જુલમ થતી અટકાવી જોઇએ તેનું સામાન્ય રૂપ સદરહુ સુચનાઓ ઉપરથી લક્ષમાં આવશે એવી હું આશા રાખું છું. ”

ઠરાવ—રિમેમ્બ્રન્સર ઓફ લિગલ એફેયરસ તરફથી આવેલા પત્રની નકલો સિંધના કમિશનર તરફ, વિભાગોના કમિશનરો તરફ, અને સરવે કલેક્ટરો તરફ મોકલવી. જુદી જુદી મ્યુનીસીપાલીટીઓએ પોતાની ચાલુ અને યોજેલી પેટા કાનુનોનો આ પત્રમાં કરેલી સુચનાઓ સાથે મુકાબલો કરવો.

જે. ડી. સી. આટકિન્સ,
આકટિંગ અંડર સેક્રેટરી નિસબત સરકાર.

(True Translation)
Y. M. KELKAR.
Oriental Translator to Government



મુખ્ય કાયદાની કલમ ૭૨ ઉપર બાયલોજ હતી તે હાલ સન ૧૮૮૪ ના આકટ બીજાની કલમ ૩૨ મુજબ.

૩ રકમ ૧—મ્યુનીશીપલ ડીસ્ટરીકટમાં કોઇપણ બાળક જન્મે તેના માબાપ અગર વાલીએ ને તેઓ મુએલાં હોય અથવા માંદા હોય અથવા અશકત હોય તો જે ઘરમાં એવું બાળક જન્મ્યુ હોય તે ઘરમાં બીજો કોઇ રેહેનાર હોય તેણે અથવા બાળક જનમતી વખતે જે શખસ ત્યાં હાજર હોય તેણે એ બાળક પેદા થયેથી ૪૮ કલાકમાં તે બાળક જનમ્યાની ખબર તેના જાણ્યા અથવા માન્યા પ્રમાણે મ્યુનિસિપાલ ઓફીસમાં અથવા મ્યુનિસિપાલીટીના કોઇ નાકે અથવા તે કામ માટે મ્યુનિસિપાલીટી બીજુ જે ઠેકાણું ઠરાવે તે ઠેકાણે નીચે મુજબ હકીકત જણાવવી.

| | | | |
|---|---|---|---|
| ૧ | શેહેરનો જીલ્લો. | ૬ | જનમ્યાની તારીખ. |
| ૨ | મોહોલો. | ૭ | જીવતું અવતરયું. |
| ૩ | બાળકના બાપનું અગર માનું નામ. | ૮ | મુવેલું અવતરયું. |
| ૪ | નાત અથવા કોમ. | ૯ | અવતરયા પછી મરી ગયુ, |
| ૫ | છોકરી કે છોકરો. | ૧૦ | જાહેર કરયાની તારીખ. |

રકમ ૨—ઉપર પ્રમાણે ખબર આપવાનું જે શખસનું કામ હશે તે ઉપર કહેલા વખતની અંદર ખબર આપવાની ના પાડે અથવા કસુર કરી ખબર ના આપે તે શખસ દરેક ગુનાહને વાસ્તે રૂ ૧૦ સુધીના દંડને પાત્ર થશે.

રકમ ૩—શેહેરના કોટની બાહાર મ્યુનિસિપાલ હદ અંદરના રેહેનાર ઘરના દરેક માણુસે અથવા તેના મરણ માંદગઇ અથવા અશકતાઇના લીધે તે ઘરના કબજેદારે પાસેના પોલીસ સ્ટેશને અથવા મ્યુનિસિપાલ ઓફીસમાં અથવા હાંસલના કોઇ નાકે અથવા તે કામ માટે મ્યુનિસિપાલીટી બીજું જે ઠેકાણું ઠરાવે તે ઠેકાણે તેની અથવા તેણીના મરણ થયાના ૪૮ કલાકની અંદર સારામાં સારી રીતે જાણ્યા તથા માન્યા પ્રમાણે તે સબંધી નીચેની બાબતો વીશે ખબર આપવી.

૧ મરનારનુ નામ, ૨ મોહોલો, ૩ ગુજરનારનુ નામ, ૪ નાત અથવા જાત, ૫ મરદ કે સ્ત્રી, ૬ સંભવીત ઉમર, ૭ મરણનું કારણ. ૮ મરણની તારીખ.

૪ ઉપર પ્રમાણે ખબર આપવાની જે શખશની ફરજ હશે તે ઉપર કહેલા વખતની અંદર ખબર આપવા ના પાડે અથવા કસુર કરી ખબર ના આપે તો માજીસ્ટ્રેટ આગળ ગુન્હો

સાબીત થયેથી દરેક ગુનાહ માટે રૂ ૧૦ સુધીના દંડને પાત્ર થશે.

૫ મ્યુનીશીપલ ડીસ્ટ્રીકટની હદમાં જ્યારે કોઇ જાતનું લગ્ન અથવા પુનરલગ્ન થશે ત્યારે કન્યાએ અને વરે અથવા તેમનાં માબાપે, વાલીએ અથવા જે સગાની દેખરેખ નીચે લગ્ન થાય એવા પાસેના શગાએ લગ્નથયા પછી ૭૨ કલાકની અંદર મ્યુનીશીપલ ઓફીસમાં અથવા મ્યુનીશીપાલીટીના હાંસલલેવાના કોઇ નાકા ઉપર અથવા તે કામ સારૂ મ્યુનીશીપાલીટી બીજુ જે ઠેકાણું ઠરાવે તે ઠેકાણે નીચે મુજબ ખબર આપવી.

### કંન્યાની બાબતમાં

૧ શેહેરના જીલ્લાનું નામ.
૨ કન્યાનું અને તેણીના બાપનું નામ,
૩ નાત.
૪ ધર્મ
૫ કન્યાની ઉમર
૬ વરનું અને તેના બાપનુ નામ.
૭ લગ્નની તારીખ.
૮ પહેલીવારનું લગ્નછે કે બીજી રીતે.
૯ ધંધો કંઇ કરતી હશે તો તે.

### વરની બાબતમાં.

૧ શેહેરના જીલ્લાનું નામ.
૨ વરનું અને તેના બાપનું નામ
૩ જાત
૪ ધર્મ
૫ ઉમર
૬ કંન્યાનું અને તેના બાપનું નામ
૭ લગ્નની તારીખ
૮ પહેલી વારનું લગ્નછે કે બીજી રીતે
૯ પરણેલી સ્ત્રી હયાત હશે તો કેટલી
૧૦ ધંધો કંઇ કરતો હશે તો તે.

૬ ઉપર પ્રમાણે ખબર આપવાની જે શખસની ફરજ હશે તે ઉપર કહેલા વખતની અંદર ખબર આપવા ના પાડશે અથવા ગફલત કરશે તો માજીસ્ટ્રેટ આગલ ગુન્હો સાબીત થયેથી દરેક ગુનાહ માટે રૂ ૧૦) સુધીના દંડને પાત્ર થશે.

યોજેલી પેટા-કાનુંનના મસુદા પ્રસીધ કરવા,

૩૪ દરએક મ્યુનિસિપાલીટીએ, ઉપરની છેલી કલમ પ્રમાણે કોઇપણ પેટા-કાનુંન કરવાની અગાઉ તે પેટા-કાનુન જે માણુસોને તે લાગુ હોવાનો સંભવ હોય તે માણુસોને જાહેર થવા સારૂ, તેનાં મત પ્રમાણે પુરતી લાગે તેવી રીતે, યોજેલી પેટા-કાનુનનો મસુદો જે તારીખે અથવા તારીખ પછી તે મસુદા બાબત વીચાર કરવામાં આવશે તે તારીખ નોટીસમાં લખીને તે નોટીસ સહીત, પ્રસિદ્ધ કરવો જોઇએ અને આ પ્રમાણે નિર્દીષ્ટ કરેલી તારીખ અગાઉ તે મસુદા બાબત કોઇપણ માણસે લખીને વાંધો લીધો હોય અથવા સુચના કરી હોય તે, પેટા-કાનુન કરવાની અગાઉ લઇને તેનો વીચાર કરવો જોઇયે.

જ્યારે મ્યુનિસિપાલીટીએ કરેલી કોઇ પેટા-કાનુંન ગવરનર ઇનકાઉનસિલની પાસે મંજુરી સારૂ મોકલવામાં આવે ત્યારે સદરહુ પ્રમાણે લીધેલા દરએક વાંધાની અથવા કરેલી સુચનાની અને ઉપર કહયા પ્રમાણે પ્રસિધ કરેલી નોટીસની નકલ સદરહું પેટા-કાનુન સાથે ગવરનર ઇન કાઉનસિલને જાહેર થવા સારૂ મોકલવી જોઇયે.

મ્યુનિસિપાલીટીઓની હાલની કાનુન તથા પેટા-કાનુંન ચાલું રેહેશે.

૩૫ મુખ્ય આક્ટની ૧૪ મી કલમ પ્રમાણે કોઇપણ મ્યુનિસિપાલીટીએ ગવરનર ઇનકાઉનસિલની મંજુરીથી કરેલી, અને જે હાલમાં અમલમાં હશે તે કોઇ કાનુન તથા પેટા-કાનુન આ આકટને અનુંસરીને હશે તેટલે સુધી ૩૨ મી કલમ પ્રમાણે અથવા ૩૩ મી કલમ પ્રમાણે તેમાં ફેરફાર કરવામાં આવે અથવા તે રદ કરવામાં આવે ત્યાંહ.સુંધી ચાલુ રેહેશે.

૩૬ ૭૨મી, ૭૩મી અને ૭૫મી કલમ પ્રમાણે તે તે વિદ્યમાન વખતે અમલમાં હશે તે કાનુન અને પેટા કાનુન સઘળે વ્યાજબી વખતે લોકો જોઇ શકે એટલા સારૂ મ્યુનિસિપાલ કચેરીમાં ખુલ્લી રાખવી જોઇયે અને જીલ્લાની દેશી ભાષામાં તેની છાપેલી નકલો માફક કીમતે વેચવાં સારૂ મુકવી જોઈએ.

કાનુન તથા પેટા-કાનુન છાપીને વેચવી.

## ૪—નિબંધ.

જોવાનો તથા દેખરેખ રાખવાનો કલેકટરનો અધિકાર.

૩૭ કલેકટરને હેઠળ લખેલો અધિકાર છે એમ સમજવું.—

(અ) કોઇપણ મ્યુનિસિપાલીટીના વહિવટ માંહેની કોઇપણ સ્થાવર મિલકતમાં અથવા તેના તાબામાં અથવા તેના હુકમ હેઠળ કાંઇ પણ કામ ચાલતું હશે તે કામમાં પેસવાનો તથા તે જોવાનો અથવા તેમાં બીજાને પેસાડવાનો તથા તે જોવરાવવાનો.

(બ) કોઇપણ મ્યુનિસિપાલીટીએ અથવા કોઇપણ કમિટીએ ચલાવેલાં કામનો કોઇપણ ઉતારો, કોઇ મ્યુનિસિપાલીટીના કબજામાંની અથવા તાબામાંની કોઇ બુક અથવા દસ્તાવેજ, અને કોઈપણ પત્રક, તપસીલ, હીશાબો, અથવા રીપોટ એમાંથી જે સદરહુ મ્યુનિસિપાલીટીને આપવાનું કેહેવાનું કલેકટરને યોગ્ય લાગે તે માગવાનો;

(ક) કોઇપણ વાત મ્યુનિસિપાલીટી કરનાર હશે અથવા કરતી હશે તે બાબત કાંઇ હરકત છે એવું કલેકટરને લાગે તો તે હરકતનો અથવા જે કાંઇ માહિતી તે આપી શકતો હોય તથા જે ઉપરથી મ્યુનિસિપાલીટીએ ફલાણી એક વાત કરવી અવશ્ય છે. એવું તેને લાગે તો તે માહીતીનો સદરહુ મ્યુનીશીપાલીટીએ વિચાર કરવો, અને એવી વાત કરવાનું બંધન કરવા બાબત અથવા એવી વાત ન કરવા બાબત પોતાનાં કારણો હોય તે લખીને વાજબી વખતમાં પોતાને લખેલો જવાબ મોકલવો, એવું કેહેવાનો અધિકાર છે.

આ કલમ પ્રમાણે કલેકટરને આપેલા સઘળા અથવા તેમાંથી કાંઇ અધિકાર, તાલુકો, જે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને સ્વાધીન હશે તે આસીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને આવા તાલુકાની કોઇપણ મ્યુનિસિપાલીટીના સબંધ પુરતા આપવાને કલેકટર મુખત્યાર છે.

૩૮ કોઇ મ્યુનિસિપાલીટીએ પોતાના અમલદારો અથવા નોકરો તરીકે જે માણસોને નીમ્યા હશે અથવા જેઓને નીમવાનો મ્યુનીશીપાલીટીનો ઇરાદો હશે તે માણસોની સંખ્યા અથવા તે માણસોને અથવા કોઈપણ વીશેષ માણસને મ્યુનીશીપાલીટીએ લગાડી દીધેલું મેહેનતાણું વધારે છે એવું જો ભાગના કમીશનરનું મત હોય તો સદરહુ કમીશનર ફરમાવે તો સદરહું માણસોની સંખ્યા અથવા તે માણસોનું અથવા માણસનું મેહેનતાણું તે મ્યુનીશીપાલીટીએ ઓછું કરવું જોઇયે.

એસ્ટબ્લિશમેંટ ચાકરીમાં રાખતાં કાંઇ ઉડાઉપણું ન થવા દેવાનો ભાગના કમિશનરનો અધીકાર.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારનાં કાંઇ કહેવા વીરૂધ તે મ્યુનીશીપાલીટી ગવરનર ઇન કાઉનસીલને અપીલ કરવાને મુખત્યાર છે. અને ગવરનર ઇનકાઉનશીલનો ઠરાવ નિરુત્તર થશે.

૩૯ જો કોઇ મ્યુનિસિપાલિટીનો કાંઇ હુકમ અથવા ઠરાવ બજાવ્યાથી, અથવા કોઇ મ્યુનિસિપાલિટીએ અથવા મ્યુનિસિપાલિટીની તરફથી જે કાંઇ વાત કરવાની તઇયારીમાં હશે અથવા કરવામાં આવતી હશે તે કરવાથી, લોકોને ઇજા અથવા ત્રાસ થાય છે. અથવા થવાનો સંભવ છે, અથવા સુલેહનો ભંગ થવાનો સંભવ છે,

મ્યુનિસિપાલીટીના હુકમ વગેરે બજાવવાનું મોકુફ કરવાનો કલેકટરનો અધિકાર.

એવું કલેક્ટરનું મત હસે, તો પોતાની સહીના લખેલા હુકમથી તે બજાવવાનું મોકુફ કરવાને અથવા તે કરવાની મના કરવાને કલેક્ટર મુખત્યાર છે.

કલેક્ટરના હુકમ વિશે ભાગના કમિશનરને રિપોર્ટ કરવો અને કમિશનરને તે બાહાલ રાખવાનો અથવા તેમાં કંપેરા કરવાનો અધીકાર છે.

જ્યારે કલેક્ટર આ કલમ પ્રમાણે કંઇ હુકમ કરે ત્યારે તેણે તે હુકમની નકલ, તે કરવાનાં કારણોની વપરસીલ સહીત, ભાગના કમિશનર ઉપર તથા જે મ્યુનિસિપાલીટીનો સબંધ હોય તેની ઉપર તાબડતોબ મોકલવી જોઇએ; અને તે હુકમ રદ કરવાનું, અથવા તે ફેરફાર કરીને અથવા ફેરફાર વગર કાયમ અથવા તેને યોગ્ય લાગે તે મુદત સુધી ચાલું રહે "એવું ફરમાવવાનું કમિશનરની મુખત્યારી ઉપર રેહેશે.

આ કલમ પ્રમાણેની દરએક બાબત વિશે સરકારનો આખરનો હુકમ થવા સારૂ સરકારને રિપોર્ટ કરવો.

સદરહુ કમીશનરે, આ કલમ પ્રમાણે બનનારાં દરએક પ્રકરણનો સરકારને તાબડતોબ રીપોર્ટ કરવો જોઇએ; અને તે પ્રકરણમાં કરેલો કાંઇપણ હુકમ તપાસવાને અથવા તેમાં ફેરફાર કરવાને, અને તે બાબત જે બીજો કાંઇ હુકમ તે કમીશનર કરી શકત તેવો બીજો કાંઇ હુકમ કરવાને, સરકાર મુખત્યાર છે.

જરૂરને પ્રસંગે કલેક્ટરના વિશેષ અધિકાર.

૪૦ જરૂરની બાબતમાં કલેક્ટરને એવો અધીકાર છે કે જે કાંઇ કામ કરવાનો અથવા જે કાંઇ કૃત્ય કરવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર આપેલો હશે તથા જે એકદમ કરવું તેના મત પ્રમાણે લોકોના આરોગ્ય સારૂ અથવા સલામતી સારૂ અવસ્ય હશે તે કામ અથવા તે કૃત્ય કરવાની તેણે તજવીજ કરવી અને તે કામ અથવા તે કૃત્ય કરવાનો ખરચ, તે કરવા સારૂ નીમેલા માણસોના વ્યાજબી મેહેનતાણાંસુધાં, મ્યુનિસિપાલીટીએ તાબડતોબ આપવો જોઇએ એવું ફરમાવવું.

જો તે ખરચ તથા મેહેનતાણું આ પ્રમાણે આપવામાં ન આવે તો, મ્યુનિસિપાલીટીના ફંડની સિલક જે માણસના તાબામાં હશે તે માણસે તે ખરચ તથા મેહેનતાણું અથવા તેનો આપી શકાય તેટલો ભાગ તે માણસના હાથમાં સદરહુ ફંડની જે શિલક હશે તેમાથી આપવો એવું તેને ફરમાવવાનો અધિકાર કલેકટરને છે, અને સદરહુ માણસ સદરહુ હુકમ માનવાને બંધાયેલો છે.

કલેક્ટરને આ કલમ ઉપરથી આપેલા અધિકારનો ઉપીયોગ તે જે બાબતમાં કરે તે દરએક બાબત વિશે તેણે ભાગના કમીશનરને તાબડતોબ રિપોર્ટ કરવો જોઇએ.

હરકત લેવા જોગ કર બેસાડવાનું માકુફ કરવાનો અથવા મના કરવાના સરકારનો અધીકાર.

૪૧ મ્યુનિસિપાલિટીએ બેસાડવાનો કોઈપણ ટોલ, બાબ, કર, ફી અથવા બીજો ધારો ગેરવ્યાજબી પ્રમાણથી બેસાડયો છે એવું, અથવા તે અથવા તેનો કાંઇ પણ ભાગ બેસાડવો એ સઘળા સાધારણ લોકોના હિતને અનિષ્ઠ છે એવું, ગવરનર ઇનકાઉનસીલને, ફરિયાદ થયા ઉપરથી અથવા બીજી રીતે, હરકોઇ વખતે દેખાઇ આવે તો, સદરહુ ટોલ, બાબ, કર, ફી અથવા બીજા ધારા બાબત કાંઇ હરકત છે એવું તેમને લાગે તે હરકત, આ બાબતમાં તેઓ ઠરાવે તેવી મુદતની અંદર દુર કરવા સાર તજવીજ કરવાનું સદરહું મ્યુનિસિપાલીટીને કેહેવાનો અધીકાર તેમને છે, અને આ પ્રમાણે ઠરાવેલી મુદતની અંદર સદરહુ ફરમાવ્યા પ્રમાણે ગવરનર ઇનકાઉનસીલનું મન માને તેવી રીતે, વહીવટ કરવામાં નહીં આવે તો સદરહુ પ્રકારનો ટોલ, બાબ, કર, ફી અથવા બીજો ધારો અથવા તેનો સદરહું ભાગ તે બાબત હરકત હોય તે દુર કરવામાં આવે ત્યાંહસુધી લેવાનું મુંબાઇના સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું છાપીને મોકુફ કરવાનો તેમને અધિકાર છે.

ગવરનર ઇનકાઉનસીલને તેવુંજ જાહેરનામું છાપીને સદરહુ પ્રકારની મોકુફી હરકોઇ વખતે રદ કરવાનો અધીકાર છે.

મ્યુનિસિપાલીટી કામ કરવાને ચુકે તો તે કરવા બાબત તજવીજ કરવાનો સરકારનો અધીકાર.

૪૨ કોઇ મ્યુનિસિપાલીટીને આ આકટ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે સોંપેલું કાંઇપણ કામ કરવાને તે ચુકી છે એવું જ્યારે ગવરનર ઇનકાઉનસિલને ફરિયાદ થયા ઉપરથી અથવા બીજી રીતે જણાય ત્યારે, કહેવામાં આવતી હોય તે ચુક તે મ્યુનિસિપાલીટીથી થઇ છે એવી યોગ્ય ચોકસી કરયા પછી ગવરનર ઇન કાઉનશીલની ખાત્રી થાય તો તે કામ કરવા સારૂ મુદત ઠરાવાને તે મુખત્યાર છે.

જો તે કામ આ પ્રમાણે ઠરાવેલી મુદતમાં કરવામાં ન આવે તો, તે કરવા સારૂ હરકોઇ માણસને નિમવાનો અધીકાર, તથા તે કરવાનો ખરચ તે કરવા સારૂ નીમેલા માણસને આપવાનાં વ્યાજબી મેહેનતાણા સહિત. તે મ્યુનિસિપાલીટીએ તાબડતોબ આપવો જોઇએ એવું ફરમાવવાનો અધીકાર ગવરનર ઇન કાઉનસિલને છે.

જો તે ખરચ તથા તે મેહેનતાણું આ પ્રમાણે આપવામાં ન આવે તો મ્યુનીસીપાલીટીના ફંડની શીલક જે માણસના તાબામાં હશે તે માણસે તે ખરચ તથા મેહેનતાણું, અથવા તેનો આપી શકાય તેટલો ભાગ તે માણસના હાથમાં સદરહુ ફંડની જે શીલક હશે તેમાંથી આપવો એવું તેને ફરમાવવાનો અધીકાર ગવરનર ઇન કાંઉનશીલને છે, અને સદરહુ માણસ સદરહુ હુકમ માનવાને બંધાયલો છે.

મ્યુનીસીપાલીટી નાલાયક હોય ને કાંઇ કરવાને ચુકે અથવા પોતાના અધીકારનો ગેર ઉપયોગ કરતી હોય, તો તેને દુર કરવાનો સરકારનો અધીકાર.

૪૩. આ આકટ ઉપરથી, અથવા આ આકટ પ્રમાણે અથવા બીજા કાયદાથી કોઇ મ્યુનીસીપાલીટીને સોંપેલાં કામ કરવાને તે મ્યુનીસીપાલીટી લાયક નથી, અથવા તે હઠીલાઇથી કરતી નથી, અથવા તે પોતાના અધીકાર બાહાર ચાલે છે અથવા પોતાના અધીકારનો ગેરઉપયોગ કરેછે એવું જો ગવરનર ઇન કાંઉનસીલને લાગે તો, તે મ્યુનીસીપાલીટી નાલાયક છે, અથવા કામ કરવાને ચુકી છે, અથવા પોતાના અધીકાર બાહાર ચાલી છે, અથવા તેણે પોતાના અધીકારનો ગેર ઉપયોગ કરયો છે, જેમ હોય તેમ, એવો ઠરાવ મુંબઈના સરકારી ગ્યાઝીટમાં એક હુકમ તે કરવાનાં કારણો સહીત છાપીને કરવાનો, અને તે હુકમમાં મુદત નીરદીષ્ટ કરીને તે મુદત સુધી તે મ્યુનીસીપાલીટી દુર કરવાનો અધીકાર ગવરનર ઇન કાંઉનશીલને છે.

આવો અધીકાર ચલાવવાનુ પરીણામ.

જ્યારે કોઇ મ્યુનીશીપાલીટી આ પ્રમાણે દુર કરી હશે ત્યારે હેઠળ લખેલું પરીણામ થસે.

(અ) તે મ્યુનીસીપાલીટીના સઘળા કમિશનરોના એવા કમિશનર પણાના નાતાના હુદા, સદરહુ હુકમની તારીખથી જશે;

(બ) તે મ્યુનીસીપાલીટીના સઘળા અધીકાર તથા કામ તેને દુર કરી હશે તે મુદતમાં, આ બાબતસર જે માણસને અથવા માણસોને ગવરનર ઇન કાંઉનશીલ વખતે વખતે નીમશે તે માણસે અથવા માણસોએ ચલાવવાં જોઈએ.

(ક) તે મ્યુનીસીપાલીટીને સ્વાધીન જે માલમિલકત હશે તે સઘળી, મ્યુનીશીપાલીટીને દુર કરી હશે તે મુદતમાં સરકારને સ્વાધીન થશે.

મ્યુનીસીપાલીટી જેટલી મુદત સુધી દુર કરી છે એવું હુકમમાં લખ્યું હશે તે મુદત પુરી થયા પછી, કમીશનરોની ચુંટણી કરવાને અથવા નીમણુક કરવાને, આ આકટમાંના જે ઠરાવ

લાગુ કરી તે ઠરાવ પ્રમાણે નવા કમીશનરોની ચુંટણી અથવા નીમણુક કરીને, તે મ્યુનીશીપા લીટી ફરી સ્થાપવી જોઇયે.

૪૪ સામાન્ય તથા મેહેસુલના કારભારમાં ભાગોના કમીશનરો ઉપર ગવરનર ઇન કાંઉનસીલ, કલેકટરો ઉપર ભાગોના કમીશનર અને કલેકટરોના તાબામાંહેના અમલદારો ઉપર કલેકટરો જે અધીકાર તથા નિયંતૃત્વ ધારણ કરેછે તથા ચલાવે છે તેજ અધીકાર તથા નિયંતૃત્વ ગવરનર ઇન કાંઉનશીલ ભાગોના કમિશનરો ઉપર ભાગોના કમીશનર કલેકટરો ઉપર, અને કલેકટરો પોતાના તાબામાંના અમલદારો ઉપર આ આકટ સંબંધી સઘળી વાતમાં ધારણ કરશે તથા ચલાવશે.

કલેકટરો વગેરે ઉપર સરકારના તથા ભાગોના કમીશનરોના અધીકાર.

## ૫.—પરચુરણ.

૪૫. જો મ્યુનીશીપાલીટીના કોઇપણ કમીશનરનો, અમલદારનો અથવા નોકરનો, તે મ્યુનીસિપાલિટીના હુકમથી કરેલાં કોઇ કામમાં, અથવા તે મ્યુનીસિપાલિટીની સાથે અથવા તે મ્યુનીસિપાલિટીના હુકમ પ્રમાણે કરેલા કોઇપણ કરારમાં સાક્ષાત અથવા પર્યાએ કાંઇ પણ ભાગ અથવા હિત સંબંધ હશે, તો તેની ઉપર ફોજદારી કોરટમાં તે ગુન્હાની સાબેતી થયેથી તે ઘણામાં ઘણા પાંચશે રૂપિયા સુધી દંડને પાત્ર થશે.

મ્યુનીસિપાલિટીના કમિશનર અમલદાર અથવા નોકરનો તે મ્યુનીસિપાલિટી સાથે કરેલા કોઇપણ કરાર વગેરેમાં હિત સબંધ હશે તો તેને શિક્ષા.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમમાં કહેલી શિક્ષા તથા ૧૬ મી કલમની (ફ) રકમમાં કહેલી મ્યુનીસિપાલ કમિશનર હોવાની નાલાયકી કોઇપણ માણસને નેચળ હેઠળ લખેલા સબબથી લાગુ થશે એમ સમજવું નહીં, એટલે—

(અ) જે કોઇ સંયુકત ધનવિશિષ્ટ મંડળી તે મ્યુનિસિપાલિટીની સાથે કરાર કરશે, અથવા જેને તે મ્યુનીસીપાલીટીએ અથવા તે મ્યુંનીસીપાલીટીની તરફથી કામે લગાડી હશે, તે સંયુકત ધનવિશિષ્ટ મંડળીમાં ભાગ તેનો હોવાને લીધે, અથવા

(બ) જે કોઇ વરતમાનપત્રમાં તે મ્યુનીસીપાલીટીના કામકાજ સંબંધી કોઇ પણ જાહેર ખબર દાખલ કરવામાં આવે તે વરતમાનપત્રમાં તેનો ભાગ અથવા હિત સંબંધ હોવાથી, અથવા

(ક) ડિબેંચર ધારણ કરવાથી અથવા જે કાંઇ કરજ તે મ્યુનિસીપાલીટીએ અથવા તે મ્યુનીસીપાલીટીની તરફથી કહાડવામા આવે તે કરજમાં બીજી રીતે કાંઇ હિત સંબધ હોવાથી, અથવા

(ડ) લીગલ પ્રાક્ટિશનર તરિકે તે મ્યુનીસીપાલીટીની તરફથી ધંધાના સબબથી કામ ચલાવ્યાથી.

તોપણ ઉપરના (અ) તથા (બ) રકમમાં કહ્યા પ્રમાણે જે માણસનો કાંઇપણ ભાગ અથવા હિત સંબંધ હશે તેણે, તે મ્યુનીસીપાલીટી તથા એવી મંડળી અથવા એવા વરતમાનપત્રના મેનેજર અથવા પ્રસિધ કરનારની દરમિયાન થયલા કોઇ ઠરાર સંબંધી અથવા કબુલાત સંબંધી કોઇપણ બાબતમાં કમિશનર તરીકે કામ કરવું એ કાયદાસર થનાર નથી.

૪૬ મ્યુનીસીપાલીટીનો દરએક કમિશનર અને દરએક અમલદાર તથા નોકર અને મ્યુનીસીપાલીટીની તરફથી કાંઇપણ ટોલ, બાબ, કર, ફી અથવા બીજો ધારો વસુલ કરવા સારૂ નિમેલો દરએક ઈજારદાર અથવા આડતીઓ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧ મી ક

મ્યુનીસીપલ કમિશનરો વગેરે સરકારી નોકર છે એમ સમજવું.

ભમના ઉદ્દેશ પ્રમાણે સરકારી નોકર છે એમ સમજવું જોઇયે.

સરકારના અધીકાર તથા કામસિંધમાં કમીશનરે ચલાવવાં.

૪૭ આ આક્ટ ઉપરથી ગવરનર છન કાંઉનસિલને અથવા સરકારને આપેલા અધિકાર તથા તેઓને શોંપેલાં કામ ૧૩ મી, ૩૮ મી, ૩૯ મી, ૪૩ મી, અને ૪૪ મી કલમ પ્રમાણે તેમને સદરહુ પ્રમાંણે આપેલા અધીકાર તથા સોંપેલા કામ ખારેજ કરીને, સિંધમાં કમીશનરે ચલાવવાં જોઇએ તથા કરવાં જોઇએ.

ફરીયાદી વીગરેની મુદત

૪૮ કોઇપણ મ્યુનીસીપાલીટી ઉપર અથવા મ્યુનિસીપાલીટીના કોઇ અમલદાર અથવા નોકર ઉપર, અથવા મ્યુનસીપાલીટીના હુકમ મુજબ કામ કરનારા કોઈ સખશ ઉપર આ આક્ટ મુજબ અથવા મુખ્ય આક્ટ મુજબ કાંઇ કામ કરવા બાબત અથવા તે આક્ટ પ્રમાણે કરયું છે એમ કહેવામાં આવતું હોય તે કામ બાબત, યોજેલી ફરીઆદની તથા તેના કારણની લખેલી નોટીશ એક મહીના અગાઉ સદરહુ મ્યુનસીપાલિટીને, અથવા અમલદારને અથવા નોકરને અથવા સખશને આપ્યા વગર તેમજ જે કામ બાબત ફરીઆદ કરી હશે તે કામની તારીખથી ત્રણ મહીના થઇ ગયા પછી કાંઈ પણ ફરીઆદ સરૂ થશે નહીં.

અને નુકશાન બાબતની સદરહુ પ્રકારની ફરીઆદ હોય તો ફરીઆદ માંડવાની અગાઉ પુરતો બદલો આપવાને રજુ કરયો હોય તો તે રજુ કરેલી રકમ કરતાં વધારે વાદીને મળશે નહી, અને એવો અવેજ આપવા કાહાડયા પછી પ્રતીવાદીને થયેલો સઘળો ખરચ વાદીએ આપવો પડશે.



# પરચુરણ ઠરાવો.



જનમની ખબર આપવાની ફરજ ઘરના નોકરને માથે નથી તા૦ ૧૯ એપ્રીલ સને ૧૮૮૮ નું મુંબાઇ હાઇકોરટ રૂલીંગ.

તા૦ ૧૭ નવેમ્બર સને ૧૮૬૬ નં૦ ૪૭ નો સરકયુલર મેહેરબાન અમદાવાદના કલેક્ટર સાહેબનો કે ઝેરી જણુશની ફી મ્યુનીસીપાલીટીમાં આપવી.

જનમ મરણની નોંધ મ્યુનીસીપાલીટી રાખે તા૦ ૧૦ જુન સને ૧૮૮૧ નં૦ ૧૩૧ નો અમદાવાદના કલેકટર સાહેબનો હુકમ છે.

રેકડ ૫ સને ૧૮૮૬–૮૭ પાનું ૧૦ તા૦ ૨૧ અકટોમ્બર સને ૧૮૮૬ રતનપોળમાં લીંબુવાળાની પોળના બાલુભાઇ મગનલાલે સને ૧૮૭૩ ના આક્ટ ૬ ની કલમ ૪૨ માં ચાર ફુટ પ્રોજેકશન કરવા દેવાનો ઠરાવ છે. એ કાયદો તોડી તે ઉપરાંત વધારે ઝુલતો મેડો કીધો તે મ્યુનીસીપાલીટીએ કાયમ રહેવા દીધો.

રેકડ ૧૦ સને ૧૮૮૭–૮૮ પાનું ૯ તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૮ દેવજીસરઇયાની પોંળના છોટાલાલ મોહનલાલે એજ પ્રમાણે ઝુલતો મેડો કીધો તે વીશે સેનેટરી કમીટીનો અભીપ્રાય માગી પછી એ કાયમ રહયો

ખાસબજારમાં ખપેડા શેંકડો દુકાને કાયદાના ઠરાવ ઉપરાંત છ ફુટ પ્રોજેકશન કરવા દીધા છે ને ઉંચાઇ પણ ૮ ફુટની છે તેમજ માણેકચોકમાં પોતાની મ્યુનીસીપાલીટીની દુકાનને છે.

સને ૧૮૮૭–૮૮ રેકડ નંબર ૭ પાનું ૨૧ તા૦ ૨૧ મેએ સને ૧૮૮૭ બલાખી દલીચંદે રૂલ વીરૂધ કીધેલ દાખલો નવી રૂલ થતાં સુધી રહેવા દેવા ઠરાવ થયો છે

સને ૧૮૮૭–૮૮ રેકડ ૯ પાનું ૧૦ તા૦ ૨૮ અકટોમ્બર સને ૧૮૮૭ જાદાભગતની પોળના ઘર નં૦ ૬૮ વાળાએ રૂલ વીરૂધ આઠ ફુંટથી ઓછે અંતરે કીધેલ ડાખલી નવી રૂલ થતાં સુધી રહેવા દેવા ઠરાવ થયો છે.

તાબડીચુલા કરી એનક્રોચમેન્ટ કીધું એવી ફરીયાદ પીતાંબર કીલાના ઉપર થવાથી તે બાબત દંડ કીધો હતો અપીલમાં મેહેરબાન આમદાવાદના ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટ સાહેબે. તા૦ ૧૦ અગસ્ટ સને ૧૮૮૭ ને રોજ સજા માફ કરી ઠરાવ્યું કે એવી બાબત એનક્રોચમેન નથી.

રેકડ ૯ સને ૧૮૮૭–૮૮ પાનુ ૧૦ તા૦ ૨૮ અકટોબર સને ૧૮૮૭ પોળના ઢાબો જે પર લોકો હક રાખતા નથી તે ઢાળો મ્યુનીસીપાલીટીના ખરચે ઉતારવા. •

રેકડ ૮ સને ૧૮૮૭–૮૮ પાનું ૧૨ તા૦ ૨૮ જુલાઇ સને ૧૮૮૭ ગરીબ લોકો અરજી કરે તેનો ત્રણ માસમાં નીકાલ નહીં થાય તો તેઓને ગરીબમાં દાખલ કરી દેવા પછી તપાસ કરતાં તેમાં કોઇ ગરીબ ન ઠરે તો તેવો રીપોટ સેક્રેટરીએ માસ ૧ માં કરવો.

રેકડ ૩ સને ૧૮૮૭–૮૮ પાનું ૫ તા૦ ૧૭ એપ્રીલ સને ૧૮૮૬ ભાવશાર મોહન બલાખીએ જાજરૂ કરવા રજા માગેલી ને ઓટલાની ડાબી બાજુ કરવાની અરજી હતી. તે પ્રમાણે રજા ન આપતા જમણી બાજુએ કરવાની રજા આપી તે વિશે તેણે આપેલી નોટીસ બાબત લીગલ કમીટીના અભીપ્રાય કે જે બાજુ તે કરવા માગે છે તે બાજુ તે જાજરૂ કરી શકે તેને એ પ્રમાણે ના કહી શકાય નહીં

રેકડ નંબર ૯ સને ૧૮૮૭—૮૮ પાનું ૪૯ સરકારનો ઠરાવ તા. ૯ સપટેમબર સન ૧૮૮૭ નો તળાવનું એનડ એટલે તળીઉ મ્યુનસીપાલીટીનું છે તેમાં વાવે અગર તેમાં ઇમારત બાંધે તેનો દંડ અગર ધારો સરકાર ન લે મ્યુનસીપાલીટીને અધીકાર છે

—— ❀ ——

# રૂલ.

ઊતર વિભાગના મેહેરબાન કમીશર સાહેબના નંબર ૧૯૫૨ તા૦ ૨૨ મી જુન ૧૮૮૯ ના હુકમથી મંજુર થયેલા અને સને ૧૮૮૪ ના એકટ બીજાની કલમ ૩૨ મુજબ કરેલા અમદાવાદ મ્યુનીસીપાલીટીના ધારાઓ.



## પ્રકરણ પેહેલું

### મ્યુનિસીપાલીટી

૧ આ ધારામાં જે જે સત્તા સ્પષ્ટ રીતે ફકત મ્યુનીસીપાલીટી પાસે રાખવામાં આવેલી છે તે સત્તા સને ૧૮૮૪ ના ડીસ્ત્રીકટ મ્યુનશીપલ સુધારા એકટની કલમ ૨૫ મુજબની જનરલ મીટીંગમાં કમીશનરોના ઠરાવ માટે રાખવામાં આવેલી છે એમ સમજવું.

૨ મુખ્ય એકટ અને સુધારાના એકટની નીચેની કલમોની બાબતો મ્યુનીસીપાલીટીના ઠરાવ સારૂ તેમના તરફ મોકલવી.

• મુખ્ય એકટની કલમ ૨૮, ૨૯, ૩૦, ૩૫, ૪૨ રકમ પેહેલી ૫૭, ૬૦, ૬૫, ૬૬, ૬૭, (પેહેલું વાકય) ૭૧, ૭૩, ને ૮૩ અને સુધારા એકટની કલમો ૨૭, ૩૨ ને ૩૩

## પ્રકરણ બીજુ

### પ્રેશીડેન્ટ

૩ મ્યુનશીપાલીના તરફથી અથવા તેમના સબંધનો નામદાર સરકાર સાથેનો, અથવા ઉતર વીભાગના મેહેરબાન કમીશનર સાહેબ સાથેનો અથવા કલેકટર સાહેબ સાથેનો તુમાર પરેસીડેન્ટ ચલાવશે.

૪ જયારે જરૂરનું લાગે ત્યારે બીજા સરકારી અમલદારો અથવા લોકો સાથે શેક્રટરીને બદલે પ્રસીડેન્ટ પોતે મ્યુનશીપાલીટી તરફથી તુમાર ચલાવશે.

૫ જે ગેરૂપયોગો, સુધારા, અને ફેરફારો ધ્યાનમાં લેવા લાયક પ્રસીડેન્ટને લાગે તે બાબતો દરેક વખતે સેક્રટરી, મેનેજીંગ અથવા સેનીટરી કમીટી, અથવા મ્યુનીસીપાલીટીના લક્ષપર લાવવાને પ્રેસીડેન્ટ શરૂઆત કરશે. જે સુચના મ્યુનીશીપાલીટીના અથવા મેનેજીંગ કમીટી અથવા કમીટીઓના અધીકારમાં આવી જતી ન હોય અથવા તેમના હુકમ વીરૂધની ન હોય અથવા જે સુચના ડીસ્ત્રીકટ મ્યુનીશીપલ એકટ અથવા તેના સુધારાના એકટના હેતુ અથવા ફરમાન વીરૂધ ન હોય તેવી સુચના પ્રસંગ પડે તેમ કામકાજના સબંધમાં સેક્રટરીને કરવાને પણ પ્રશીડેન્ટને સતા છે. જરૂરીયાત કામોમાં એક વરસમાં રૂ ૫૦૦) નો અથવા ત્યાં સુધીનો ખરચ કરવાને હુકમ આપવાનો પ્રશીડેન્ટને અધીકાર છે. અને સેક્રટરીએ તે હુકમ અમલમાં લાવવો અને તે બાબત તેના સબંધ રાખનારી કમીટીને રીપોટ કરવો.



## પ્રકરણ ત્રીજું

૬ નીચે મુજબ કમીટીઓ મુકરર કરવામાં આવશે.

| | |
|---|---|
| ૧ મેનેજીંગ કમીટી. | ૩ લૉ કમીટી. |
| ૨ સેનેટરી કમીટી | ૪ સ્કુલ કમીટી |

પરંતુ એમાંથી કોઇ પણ કમીટી કમી કરવાને મ્યુનીસીપાલીટીને અધીકાર છે. અને વળી જો મ્યુનીશીપાલીટીનો મત એમ થાય કે અમુક કામ ઉપરની કમીટીઓ શીવાય બીજી કમીટીઓ કરવાથી વધારે સારી રીતે ચલાવાશે અને થશે તો તે કામને માટે વખતો વખત કાયમની અથવા થોડી મુદત માટેની કમીટીઓ પણ સ્થાપવાને મ્યુનીશીપાટીને સતા છે.

૭ કમીશનરોની ત્રીમાશીક જનરલ મીટીંગ જાન્યુઆરી, એપ્રિલ, જુલાઇને અકટોબર માસમાં થાય તે વખતે બધા કમીશનરો મેનેજીંગ કમીટીના ચેરમેનનું નામ બેલટથી પસંદ કરશે તે વખતે જે ચેરમેનની મુદત પુરી થતી હશે તે ચેરમેન ફરી પસંદ થવાને લાયક ગણાશે.

૮ મેનેજીંગ કમીટીના બીજા સદગ્રહસ્થો જાન્યુઆરી એપ્રિલ, જુલાઇને અકટોબર માસની ત્રીમાશીક મીટીંગમાં પસંદ કરવામાં આવશે તે વખતે જે મેનેજીંગ કમીટીની મુદત પુરી થતી હશે તે કમીટીના મેંબરો ફરી પસંદ થવાને લાયક ગણાસે.

૯ મેનેજીંગ કમીટીના ચેરમેન ને મેમ્બરો એકવાર નીમાયા એટલે તેઓ જે મહીનામાં તેમના પછી બીજી મેનેજીંગ કમીટીના ચેરમેન ને મેમ્બરો જે મહીનામાં પસંદ થાય તે મહીનાની આખર સુધી હોદાપર રહેશે.

૧૦ મેનેજીંગ કમીટીની મીટીંગો વખતે ચેરમેન પ્રમુખસ્થાને બીરાજશે. ચેરમેન ગેરહાજર હોય તો મેનેજીંગ કમીટીના મેમ્બરો પોતામાંથી એક સખસને તે મીટીંગમાં ચેરમેનને બદલે પ્રમુખનું કામ કરવાને નિમશે. તમામ તકરારોનો નિકાલ વધારે મતથી કરવામાં આવશે. અને મતો કોઇવાર અડધા ભાગે વહેંચાઇ જાય તો ચેરમેનનો એક વધારે મત ગણાશે.

૧૧ પરીશીષ્ટ (એ) માં બતાવ્યા મુજબ મ્યુનીસીપલ ખાતું અને આ ધારાની રૂઇએ વખતો વખત જે અમલદારો તથા નોકરોને નિમવામાં આવશે તે બધા સને ૧૮૮૪ ના એકટ બીજાની કલમ ૨૫ મુજબ પરેસીડેન્ટની દેખરેખ હેઠળ મેનેજીંગ કમીટી અથવા બીજી કમીટી નિમવામાં આવે તેમના તાબામાં રહેશે. ને તેમના હુકમ મુજબ કામ કરશે.

૧૨ દર અઠવાડીયામાં એકવાર અથવા જરૂર લાગે તો વધારે વાર ચેરમેનના બોલાવ્યાથી મેનેજીંગ કમીટી તમામ એકઝીકયુટીવ કામ કરવાને એકઠી મળશે. તાકીદ ને જરૂરને પ્રસંગે ચેરમેનના હુકમથી સેકરેટરી કામના કાગળો મેનેજીંગ કમિટીના મેમબરોના અભિપ્રાય માટે તેમના તરફ મોકલાવશે.

૧૩ બજેટમાં દાખલ થયું ન હોય એવું કામ કરવામાં જો રૂ. ૧૫૦) ઉપરાંત ખરચ ન થતો હોય ને મ્યુનીસીપાલીટીની પઇશા સંબંધીની હાલત ઉપર નજર રાખતાં તે કામ થઈ શકતું હોય તો તે કામ રૂ. ૧૫૦) ના ખરચથી એક મહીનામાં કરાવવાને હુકમ કરવા કમીટી મુખતીયાર છે. આ રકમમાંથી રૂ. ૭૫ સુધીનો ખરચ એક મહીનામાં જરૂરને પ્રસંગે કરવા હુકમ આપવાને ચેરમેનને અધીકાર છે. અને એ બાબતનો પોતાનો હુકમ તથા કાગળો તરતજ ચેરમેન મેનેજીંગ કમીટીની મંજુરી વાસ્તે મોકલશે.

૧૪ સને ૧૮૭૩ ના મુંબાઇના આકટ ૬ ઠાની કલમ ૮૮ મુજબ વારશીક હીસાબના અને બજેટની અજમાયશ રકમોના પત્રકો રજુ કરવાના છે તે શીવાય નિચેના પત્રકો ઇંગરેજી અને ગુજરાતીમાં એપ્રિલ માસમાં વારશીક જનરલ મીટીંગ થાય તે વખતે મેનેજીંગ કમીટી રજુ કરશેઃ—

(૧) જે નવાં કામો પાછલા વરસમાં થયાં હોય અથવા તે શાલના મારચ મહીનાની આ

ખરે થતાં હોય તેવાં કામોનું એક વિગતવાર પત્રક.

(૨) પાછલા બે વરસોમાં જે જે પ્રોજેકટો (કામ) બાબત ઠરાવ કરવામાં આવ્યો હોય પણ તે પૈસાની તંગીને લીધે અથવા બીજા કારણથી બનાવવાનું મુલતવી રહ્યું હોય એવા પરોજેકટોનું પત્રક.

૧૫ જે લોકોપયોગી કામ જનરલ મીટીંગે મંજુર કરયાં હોય અને જેની પાછળ ખરચ નો અજમાયશી આંકડો રૂ. ૧૦૦૦) અથવા તે સુધીનો ધારવામાં આવ્યો હોય તેવાં કામના નકશાને અજમાયશી ખરચના આંકડા જનરલ મીટીંગે અગાઉથી મંજુર કરયા હોય કે ન કરયા હોય તોપણુ તેવાં કામો કરાવવાને જનલ મીટીંગને પુછયા શિવાય ગોઠવણુ કરવાનો બંદોબસ્ત મેનેજીંગ કમીટી કરી શકે.

૧૬ જે નવાં કામોનો આંકડો બજેટમાં નકશા ને એસ્ટીમેટ વગર રૂ. ૧૦૦૦) કરતાં વધારે બતાવવામાં આવ્યો હોય તે કામોના નકશા તથા એસ્ટીમેટ પરેસીડેન્ટ તથા એકશીકયુટીવ એંજીનીયર મંજુર કરે ત્યાં સુધી તે કામો કરવાની શરૂઆત કરવી નહીં. એ બંને સાહેબોનો વિરૂદ્ધ મત થાય તો તે કામનો નિકાલ જનરલ મીટીંગ કરશે—

૧૭ મ્યુનીસીપાલીટીના જે નોકરોનો પગાર દર મહીને રૂ.૧૦) થી વધારે નહીં હોય તેવા નોકરોને મેનેજીંગ કમીટી નીમી શકે અથવા સંક્ષેપ રીતે સરપેનડ કરે અથવા કાઢી મુકે. અથવા તો તેમનો પગાર કમી કરી શકે. વધારે પગારના નોકરોની નિમણુકો કે બરતરફી કરવી હોય અથવા તેમને સસ્પેનડ કરવા હોય અથવા તેમનો પગાર કમી કરવો હોય તો તે મેનેજીંગ કમીટી કમીશનરોની મંજુરીયાત ઉપર કરી શકે, પરંતુ સેકરેટરી માટે એ બાબતના કાંઇપણુ હુકમ જનરલ કમીટીની અગાઉથી મંજુરી મેળવ્યા શીવાય મેનેજીંગ કમીટી કરી શકશે નહીં.

૧૮ ખાતાના કોઇ નોકરને કોઇપણુ જાતની ગેરહાજરીની રજા એક મહીના સુધી અવેજી મુકીને અથવા મુકયા સિવાય મેનેજીંગ કમીટી આપી શકે અને પ્રેસીડેન્ટની મંજુરી પર ત્રણ મહીનાથી વધારે મુદતની રજા આપી શકાય નહી. કોઇપણુ નોકર રજા પર હોય તે નોકરીપર હાજર થયા શીવાય વધારે રજા મેળવવા અરજ કરે તો આ કલમમાં બતાવેલા હેતુ માટે એવી રજાની બે અથવા વધારે મુદતો એકજ મુદતની સામટી ગણવામાં આવશે.

૧૮ (એ) મ્યુનીસીપાલ નોકરોને ગ્રેચ્યુઇટી વિભાગના કમીશનરની અગાઉથી મંજુરી મેળવ્યા શીવાય આપવામાં આવશે નહીં. અને એ ગ્રેચ્યુઇટીની રકમ તે નોકરના વરસ દાહાડાના પગારની રકમ કરતાં વધારે હશે તો નામદાર સરકારની અગાઉથી પરવાનગી મેળવ્યા શીવાય આપવામાં આવશે નહીં.

૧૯ મ્યુનિસિપાલીટીના કોઇપણુ નોકરને એક મહીનાનો પગાર અથવા તે રકમ સુધીનો દંડ તે નોકરને મેનેજીંગ કમીટી કરી શકે તેથી વધારે દંડ કરી શકે નહી. સેક્રેટરીની બાબતમાં જનરલ કમીટીની અગાઉથી પરવાનગી મેળવ્યા શીવાય મેનેજીંગ કમીટી કાંઇપણુ હુકમ કરી સકશે નહી.

૨૦ જનરલ કમીટીનો કાંઇપણુ હુકમ મેનેજીંગ કમીટી દુરસ્ત કરી શકે નહી, અથવા ફેરવી શકે નહી અથવા વગર અમલ કરે બાકીમાં રાખી શકે નહી. મેનેજીંગ કમીટીના બધા હુકમો જનરલ મીટીંગમાં કમીશનરો ફરી તપાસમાં અને ફરી વીચારપર લેઇ શકે છે, જે મેનેજીંગ કમીટીના મેમ્બરોએ ઠરાવ કરયો હોય તેજ મેમ્બરો અથવા તેમાંના વધારે ભાગના મેમ્બરો બીજી વખતે હાજર હોય તો તેઓ તે વખતે આગલો ઠરાવ ફેરવી શકે અથવા રદ કરી શકે પણુ એ મુજબ ફેરવવાનાં અથવા રદ કરવાનાં કારણો દફતરે બતાવી રાખવાં જોઇએ. પરંતુ આગલી મેનેજીંગ કમીટીએ કાંઇપણુ ઠરાવ કે હુકમ કરયો હોય અથવા રીવાજ દાખલ કરયો હોય તો તેમાં કાંઇ ફેરફારી પ્રેસીડેન્ટની મંજુરી શીવાય થઇ શકે નહી.

२१ આખી મ્યુનિસિપાલીટીમાં એકજ સામાન્ય સિક્કો રેહેશે ને તે પ્રેસીડેન્ટ પાસે રેહેશે. અને તે સિક્કો બધા કરારો તથા કબુલતોપર લગાવવામાં આવશે.

૨૩ રૂ ૧૦૦૦ ની રકમ ઉપરાતનું કાંઇપણ પ્લાન્ટ બનાવવું હોય અથવા ખરીદવું હોય તેના નકસા ડીઝાઇન, સ્પેસીફીકેસન અને એસ્ટીમેટો મેનેજીંગ કમીટીએ પ્રેશીડેન્ટની મંજુરી સા મોકલવાં, મ્યુનિસિપાલીટીના (ધંધા બાબતના) સલાહકાર તરીકે તે વિશે એકશીક્યુટીવ એન જીનીયરનો અભીપ્રાય મેળવવાને પ્રેસીડેન્ટને સત્તા છે.

૨૨ આ ધારામાં મ્યુનિસિપાલીટીની જે સત્તા રાખી લેવામાં ન આવી હોય અથવા કોઇને ખાસ રીતે આપવામા આવી ન હોય તેવી આફીસનાં હમેશના કામને વહિવટને લગતી સત્તા સને ૧૮૭૩ ના મુંબઇના ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલ એક્ટ છઠાથી અથવા સુધારામા એક્ટ (મુંબાઇ બી જો) સને ૧૮૮૪ નાથી અથવા આ ધારાથી વીરૂધ ન જાય એવી રીતે મેનેજીંગ કમીટીને વા પરવાને અધીકાર છે.

૨૪ સને ૧૮૭૩ ના એક્ટ છઠાની કલમો, ૨૨, ૩૧, ૪૧, ૪૨ (રકમ ૨ ને ૩) ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૫૧, ૫૨ ને પેહેલા વાક્ય શીવાય કલમ ૬૭ કલમ ૬૮ લોકોની તંનદુરસ્તનીજ બાબત સિવાય કલમ ૬૯ કલમ ૭૭, ૭૮,, ૮૦, ૮૧, ૮૨, ને ૮૪ માં બતાવેલી બાબતોની વ્યવસ્થા કરવા અને તેમાં મ્યુનિસિપાલટીને આપેલી સત્તા વાપરવા મેને જીંગ કમીટીને અધીકાર છે. ને તે મુજબ તે કરી શકે તથા વાપરી શકે.

૨૫ પ્રેસીડેન્ટની મંજુરીથી એક વરસથી વધારે મુદ્દત ન ચાલે એવા રૂ ૧૦૦૦૦) ની રકમ સુધીના કરારો કરવાને મ્યુનાશીપાલીટીને અધીકાર છે અને તે કરારો સને ૧૮૮૪ના મુંબ ઇના બીજા એક્ટની કલમ ૩૦ મુજબ અમલમાં આણશે.

૨૬ દરેક વરસનું આવક અને ખરચનું બજેટ પ્રેશીડેન્ટ તથા જુદી જુદી કમીટીઓ એ કરેલી ભલામણપર યોગ્ય લક્ષ રાખી તઇયાર કરવા સેક્રટેરીને મેનેજીંગ કમીટી સુચના આપ સે અને દરવરસે મારચની આખર પેહેલાં એ કામને માટે સ્પેસ્યલ જનરલ મિટીંગ મળે તે વ ખતે કમીશનરો રૂબરૂ એ બજેટ રજુ કરવામાં આવસે.

૨૭ મોહોલા અને ઘરો વચે રસ્તો કરી આપવા સારૂ જયારે મ્યુનિસિપાલીટીની ગટરો અથવા મોરીઓના ભાગપર ઢાંકણ કરવાની જયારે જરૂર જણાય અથવા જયારેઘરનામાલીકોને પોતા ના ઘરનાં પગથીયાં મ્યુનીસીપાલીટીની જમીન પર મુકવા દેવા જરૂર જણાય ત્યારે ઘરના માલી કોએ પગથીયાંના સામાનપર અથવા ઉપર મુજબના ઢાંકણપર પોતાનો હક છોડી દે છે અને જયા રે મ્યુનિસિપાલીટીની નજરમાં આવે ત્યારે તે મ્યુનિસિપાલીટી ખરોડે તેમાં તેઓ હરકત લે શે નહી એવી કબુલતો તેમની પાસેથી લેઇને એવી પરવાનગી તેમને આપવાનો અધીકાર મે નેજીંગ કમીટીને છે.



## પ્રકરણ ચોથુ

૨૮ આ ધારાઓમાં મંજુર થયલી કમીટીમાંની કોઇ કમીટી મોજુદ ન હોય તેવે વખ તે મેનેજીંગ કમીટી જાણે એ કામને માટેજ ખાસ કરીને નીમાઇ હોય તેવી રીતે એ કમીટી અથવા કમીટીઓની સતા વાપરી શકશે.

૨૯ જયારે જરૂરનું અથવા વાસ્તવીક જણાય ત્યારે એક ચેરમેનને ત્રણ મેમ્બરોની સે નીટરી કમીટી ત્રણ મહીના સુધી ચાલવાને નીમી શકાશે.

૩૦ મ્યુનીસીપાલીટીના આરોગ્યતા બાબતના પરીશીષ્ટ "બી" માં બતાવ્યા મુજબના ખાતાપર સેનીટરી કમીટી દેખરેખ રાખશે.

૩૧ જાજરૂ, પીશાબખાનાં નાઇટસોઈલડીપો, મોરિ, ખાળકુવા, તનદુરસ્તી બગાડનારા

ધંધા, મુડદાં દાટવાની જગ્યા, મેવા, વનસ્પતી અને લોકોને વેચાણ આપવાને , ખુલ્લા, ગ્રામા ખોર કો, ગંદકીવાળું પાણી ખસેડવું અને બીજી બધી આરોગ્તા બાબતની તજવીજ સબંધી ની બધી વ્યવસ્થા સેનીટરી કમીટીની દેખરેખ હેઠળ થશે.

૩૨ નંબર ૭, ૮, ૯, ૧૦ અને ૧૨ ના ધારા તથા આરોગ્યતા વીશેનાં કામ તથા ખા તાની બબતમાં નંબર ૧૪, ૧૭, ૧૮, ૧૯. ૨૦, ૨૨ અને ૨૫ શેનીટરી કમીટીને લાગુ પાડવામાં આવશે.

૩૩ બજેટમાં અખતીયારથી વાવરવાને રકમ મંજુર કરવામાં આવી હોય તેમાંથી મ્યુ નીશીપાલીટીના પૈસા સબધી હાલત લક્ષમાં રાખતાં થઇ શકતું હોય તો એક મહીનામાં રૂ ૧૫૦) થી ઉપરાંત ખરચ ન થાય એવું કામ બજેટમાં મન્જુર ન થયું હોય તે કામ કરાવવા હુકમ આપવા સેનીટરી કમીટી મુખત્યાર છે.

૩૪ મ્યુનશીપલ એક્ટની નીચેની કલમોમાં બતાવેલી બાબતોની વ્યવસ્થા સેનીટરી કમી ટી કરશે અને તેજ કલમમાં આપેલી સતા સેનીટરી કમીટી વાપરશે.

૩૪, ૩૬, ૩૭, ૩૯, ૪૦, ૫૩, ૫૪, ૫૫, ૫૬, કલમ ૫૮ મુજબ માણસોને રહેવા મા ટે, વપરાતાં ઘરો (જયાં માણસો ખરેખરાં રહેતાં હોય) તે ઘરમાં જઇ તપાસવાની સતા સેની ટરી કમીટીના એકજ મેંબર જેને એ કમીટી એ કામ વાસ્તે મોકલે તેજ સખશ વાપરશે. ૬૧, ૬૨, ૬૩, ૬૪, ૬૫, ૬૮ લોકોની તનદુરસ્તીના સબંધમાંજ કલમ ૬૯ તથા કલમો ૮૦ ને ૮૨

૩૫ વરસ આખરના અરસામાં સેનીટરી કમીટી પોતાનું બજેટ તઇયાર કરશે અને પ્રે સીડેન્ટ આગળ રજુ કરશે.

—(૦)—

## પ્રકરણ પાંચમુ

### કાયદાની બાબતો

૩૬ જાન્યુઆરી અને જુલાઇ માસની ત્રિમાશીક જનરલ મીટીંગ વખતે ઓછામાં ઓ છા ત્રણ મેમ્બરોની એક લા કમીટી નીમવામાં આવશે, આમાંના ઓછામાં ઓછા બે મેમ્બ રો મળી આવે તો વકીલાતનો ધંધો કરતા હોય તેવા જોઇએ. અને એ કમીટીનો મેનેજીંગ તથા સેનીટરી કમીટીઓ કાયદા સબંધી તકરાર બાબત અભીપ્રાય મેળવશે.

૩૭ જનરલ કમીટીની મંજુરી સીવાય કોઈ પણ દીવાની કાગનો દાવો દાખલ કરવામાં આવશે નહી અથવા તેમાં પ્રા, તરીકે હકીકત આપવામાં આવશે નહી. અથવા પાછો ખેંચી લેવામાં આવશે નહી. અથવા પક્ષકારો વચે માહો માંહે સમજુત કરી માંડી વાળવામાં આ વશે નહીં.

૩૮ વકીલાતનામામાં, દાવાની અરજીમાં, હકીકતમાં, બીજી અરજીમાં તથા જ્યાં ઇકરારની જરૂર હોય ત્યા ઇકરારમાં પ્રશીડેન્ટ સહી કરશે.

૩૯ સારા વકીલોને રોકવાનું તથા તેમનું લવાજમ ઠરાવવાનું કામ કિતપત મયલી તકરા ર જે કમીટીના સબંધની હોય તે કમીટી નક્કી કરશે.

૪૦ શેક્રટરી અથવા બીજો કોઇ મ્યુનશીપાલીટીનો અમલદાર જત સન ૧૮૯૪ ના મુંબાઇના ડીસ્ટ્રીક્ટ મ્યુનસીપલ સુધારા એક્ટની કલમ ૪૮ મુજબ, દાવાની નોટીસ આપવામાં આવે તેણે બની શકે તેમ વગર ઢીલે તે કામના સબધના કાગળો તથા બીજી કાંઇ ખબર આપવા લાયક હોય ને મળી શકતી હોય તે તમામ લા કમિટી તરફ મોકલસે અને તે કમિટી તકરારને સબંધ રાખનાર કમીટી તરફ પોતાનો અભિપ્રાય લખી મોકલસે તથા અભીપ્રાય જો કે બધા કાગળો મોકલસે અને તકરારને સબંધ રાખનારિ કમિટી પોતાના અભીપ્રાય સાથે એ

બધો તુમાર નોટીસ મળ્યાનિ તારિખથી એક મહીનાની અંદર પ્રશીડેન્ટનિ મારફત મરજી મુજબ વ્યવસ્થા થવા મ્યુનિશપાલીટિનિ રૂબરૂ રજુ કરસે.

૪૧ મ્યુનસીપાલીટીનિ અગાઉથી મંજુરી મેળવ્યા શીવાય તેમના તરફથી કોઇ પણ દાવો દાખલ કરવામાં આવસે નહીં



## પ્રકરણ ૬ ઠું.

### નોકર ખાતુ.

૪૨. પરીશીષ્ટ "એ" માં બતાવ્યા મુજબ મ્યુનીસિપલ અમલદારો તથા નોકરો તથા તેમના પોત પોતાના હોદા, કામ, પગાર, ફી, વીગેરે નકી કરવામાં આવશે. અને કમીશનરોની જનરલ કમીટીની અગાઉથી મંજુરી મેળવ્યા શિવાય નોકરની સંખ્યા તથા ખરચમાં કાંઇ પણ ફેરફાર થઇ શકશે નહીં.

૪૩. નિચેના અમલદારો પાસે તેમના નાંમ સામે બતાવેલી રકમ મુજબના જામીન લેવામાં આવશે.

કલમ ૩૨ (જી) અમલદારનું નામ તથા જામીનની રકમ.

| | | |
|---|---|---|
| ૧ સેક્રેટરી ... | ...રૂ૩૦૦૦) | |
| ૨ સેનીટરી સુપ્રીન્ટેન્ડેન્ટ ... | રૂ૧૦૦૦) | |
| ૩ આસીસ્ટંન્ટ એનજીનીયર | ...રૂ૫૦૦) | |
| ૪ આસીસ્ટંટ સેક્રેટરી ... | ...રૂ૧૦૦૦) | |
| ૫ વસુલ ખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટ | રૂ૧૦૦૦) | |
| ૬ સ્ટોરકીપર ... | ...રૂ૫૦૦) | |
| ૭ શરાફ | ... ... | રૂ૫૦૦) |
| ૮ દરેક નાકેદાર | ... ... | રૂ૧૦૦) |
| ૯ દરેક કર, જકાત તથા લવાજમ ઉઘરાવનાર કારકુન ... | ... | રૂ૧૦૦) |
| ૧૦ નીશાળોની કમીટી કારકુન ... | ... | રૂ૧૦૦) |

કલમ ૩૨ (એ)

૪૪. રજા તથા રજાના પગાર બાબતના ધારા વગેરે બનો વખને સરકારના વગર સનંદી નોકરના સબંધના એ બાબતના ધારા મુજબ ગણવામાં આવશે.

### સેક્રેટરી.

કલમ ૩૨ (આઇ)

૪૫. કમીશનરોની જનરલ મીટીંગ વખતના કાગળોની મીનીટનાં દફતરો ઇંગ્રેજી ને ગુજરાતીમાં રાખવાનું સેક્રેટરીનું કામ છે. અને મેનેજીંગ તથા બીજી કમીટીઓની મીટીગના કામના મીનીટનું દફતર સેક્રેટરીએ ગુજરાતીમાં રાખવું. વળી તેણે મ્યુનિસિપલ તુમાર ચલાવવો, હીસાબ ને દફતર પર દેખરેખ રાખવી. હીસાબ તપાસનારા રૂબરૂ રજુ કરવા, મ્યુનિસિપલ આવકને ખરચનું માસિક પત્રક બનાવવું ને ખરાપણાની તેપર સહી કરવી; સબંધ રાખનારી કમીટીના લક્ષપર જરૂર સમરામણ–સુધારા-ને નવાં કામ લાવવાં. તેમજ ધારા તુટતા હોય તો તેને મ્યુનિસિપલ મિલકતને નુકસાન થતુ હોય તો તે યોગ્ય કમીટીના ધ્યાનપર લાવવું. વળી તેણે પગાર ખાનારા નોકરોપર તથા કંત્રાકટથી થતા કામોપર સખત જાતે દેખરેખ રાખવી. તાબડતોબ વ્યવસ્થા કરવી પડે તેવા કામમાં સેકરેટરીએ પ્રેસીડેન્ટ જોડે અથવા યોગ્ય કમીટીના ચેરમેન જોડે વેહેવાર ચલાવી તેમને ખબર કરવી. અને એ બેમાંથી કોઇએ પણ જરૂર પડે તેવી એકદમ વ્યવસ્થા કરી યોગ્ય કમીટી રૂબરૂ તે વાત મુકવી.

૪૬. નિચેની કલમોમાં બતાવેલી બાબતોની વ્યવસ્થા સેકરેટરી કરશે અને તેજ કલમોમાં મ્યુનિસિપાલીટીને સત્તા આપેલી છે તે સેક્રેટરી વાપરશે.

એક માસ સુધીની અથવા એક માસની પરવાનગી આપવા બાબતમાં કલમ ૨૨. કલમો ૩૨, ૩૩, ૩૯, ૪૦, ૪૨, ૪૩, ૪૫, તાકીદને જરૂરીયાત કામોમાંજ કલમ ૪૬, ૪૭, દીવાલો તથા જાથુના અટકાવ અને દબાણ (પગપેસારા) ની બાબતો શીવાય કલમ ૪૮ તથા કલમો ૪૯, ૫૦, ૫૧, ૫૨, ૫૩, ૫૪, ૫૬ તથા સાફ કરવા બાબતની નોટીસના સબંધમાં કલમ ૫૮, દાખલ થવા ને તપાસવાની બાબતમાંજ કલમ ૫૯, કલમ ૬૧, ભાડુ અને લવાજમ લેવા બાબત અને પરવાના આપવા બાબતમાં કલમ ૬૭, કલમો ૬૪, ૬૮, ૭૭, ૭૯, ને ૮૦ ને ફરી રીયાદ માંડવાના હુકમ આપવા બાબતમાં કલમ ૮૨ તથા કલમ ૮૩.

૪૭. જ્યારે યોગ્ય કમીટીના હુકમ શીવાય સેક્રેટેરી એકટની કલમ ૪૦, ૫૯ અને ૮૦ મુજબ ઘરમાં. અથવા કમ્પાઉન્ડમાં પેસે ત્યારે તેમ કીધાનો રીપોરટ લખેલો કારણો સહિત તેણે મજકુર કમીટીને કરવો.

૪૮. ડીસ્ટ્રીક્ટ મ્યુનીસીપલ એકટની કલમ ૮૮ મુજબ મ્યુનીસીપાલીટીની રૂબરૂ રજુ કરવા સારૂ. ત્રિમાસિક તથા વારશીક હીસાબ એકઠા કરી તઇયાર કરશે અને વખતો વખત પ્રેશીડેન્ટ કે મ્યુનીસિપાલીટી કે મેનેજીંગ કમીટી અથવા કોઇપણ કમિટી જેવા હીસાબ અથવા જેવાં પત્રકો અને જેવી ખબર માગે તે મુજબના હીસાબ, પત્રકો, તથા ખબર સેકરેટેરીએ તઇયાર રાખવાં તથા આપવાં.

૪૯ "સેક્રટરી અમદાવાદ મ્યુનિશીપાલીટી' આ અક્ષરો પાડેલો સીક્કો શેક્રટરિ પોતાની પાસે રાખસે અને તે શીક્કો યોગ્ય કમિટીનિ એકંદર સુચના મુજબ હમેશના શીરસ્તા પ્રમાણે નોટિસો હુકમો તથા પ્રોસેસોપર લગાવવામાં આવસે.

કલમ ૩૨ ડી) — ૫૦ ચાલુ કામનો બદોબસ્ત કરીને સેક્રટેરી કોઇ પણ નોકરને આઠ દીવસની અથવા ત્યાં સુધીની ગેરહાજરીની સતેજ રજા આપી શકે.

૫૧ દર મહીને રૂ ૧૫ સુધીના પગારના કોઇ પણ મ્યુનસીપલ નોકરનો દંડ કરવાનો

કલમ ૩૨ (ઇ) — સેક્રટરીને અધીકાર છે પણ એકજ સખશને એકજ મહીનામા આઠ આનાથી વધારે દંડ થઇ શકશે નહી અને ઉપર મુજબના દંડનુ પત્રક રાખવામાં આવસે,

૫૨ સેનીટરી સુપ્રિન્ટેડેન્ટ તથા ઇન્પેકટરો.

કલમ ૩૨ (આઇ) — નીચેની કલમોમા બતાવેલી બાબતોની વ્યવસ્થા સેનીટરી સુપ્રિન્ટેડેન્ટ કરશે અને તેમાં મ્યુનીશીપાલીટીને આપેલી સતા પણ સેનીટરી શુપ્રિનન્ડેન્ટ વાપરશે.

કલમ ૪૦, સાફ કરાવવા વીગરે બાબતોમાં, નોટીશના સબંધમાં કલમ ૫૮ ફકત દાખલ થવાને તપાસ કરવા બાબત કલમ ૫૯, અને કલમ ૬૮ અને ૮૦

૫૩ કલમ ૪૦, ૬૮ ને ૮૦ માં જે સતા મ્યુનીશીપાલીટીને આપેલી છે તે વાપરવાને સેનીટરી ઇનસ્પેકટરો મુખતીઆર છે.

૫૪ શરીઆમ મોહલ્લામાં કાંઇ પણ ચીજ મુકવામાં આવેલી હોય તે બાબતમાં અને એવા મોહલ્લાની ખુલી, મોરી, ગટર નેહર અથવા નગમાં અથવા તે ઉપર કંઇ ચીજ મુકી હેય તેની બાબતમાં મ્યુનીશીપાલીટીને કલમ ૪૮ માં જે સતા આપેલી છે તે સતા ઇન્સ્પેકટરો વાપરશે.

કલમ ૩૨ (એ) — ૫૫ મ્યુનીસીપલ સેક્રટરી, સેનીટરી સુપ્રિન્ટેડેનટ અને બીજા બધા અમલદારો તથા નોકરોના કૃત્ય અને હુકમો ઉપર સબંધ રાખનારી યોગ્ય કમીટી પાસે અપીલ થઇ શકસે અને તે કમીટીએ અપીલ ઉપરથી અથવા પોતાની મેળેજ. એ કૃત્યો તથા હુકમો ફરી ત

માસમાં બદ શકશે ફેરફાર કરી સુધારી શકશે અથવા રદ કરી શકશે અથવા બીજો કાંઇ હુકમ યોગ્ય જણાય તે કરશે.



## પ્રકરણ સાતમું

### કર, વેરા, વિગરે

પરચુરણ.

કલમ ૭૨ (એચ) ૫૬ સરકારી મીલકત અથવા સ્ટોર ઉપર કાંઇ પણ કર, જકાત દાણ કે ટોલ લેવામાં આવશે નહી.

૫૭ જે જકાત, કર, દાણ વેરા તથા ટોલ નાંખવાને અમદાવાદની મ્યુનીશીપાલીટીને અધીકાર છે તે છેવટના ભાગમાં પરિશીષ્ટોના સામાણમાં બતાવેલા છે.

૫૮ સદરહુ કર; વેરા દાણ અને જકાત મ્યુનીશીપાલીટી ખાતાના પોતાના અમલદારો મારફત ઉઘરાવી લેશે.

૫૯ બધા કર, દાણ જકાતને ટોલ માગ્યાથી આપી દેવા જોઇએ. કોઇપણ કર દાણ, જકાત, વીગરે જે કાયદેસર માગી શકાય તે જો કોઇ સખસ આપવાની ના કહેશે તો જે અમલદાર અથવા સખસને એ ઉઘરાવવાનો અધીકાર હસે તે જે સામાન અથવા મીલકત ઉપર એ જકાત અથવા ટોલ માગવામાં આવ્યો હશે તેમાંનો થોડો ભાગ અથવા તે બધો સામાન અને બધી મીલકત જકાત અથવા ટોલની રકમ વળી શકે એટલો અટકાવી શકશે અથવા તો જે વાહનપર ટોલ લેહેણો હોય તે વાહન અટકાવી શકશે. પરંતુ જો એ મુજબ અટકાવવામાં આવ્યું હોય તો તાબડતોબ ડીસ્ટ્રીક્ટ મ્યુનીશીપાલ આક્ટની કલમ ૮૪ મુજબ એ દાણ અથવા ટોલ મેળવવા પ્રોસેસ કઢાવવા અરજી કરવી જોઇએ.

૬૦ કોઇ પણ અમલદાર અથવા બીજો કોઇ શખશ જેને કર, દાણ જકાત કે ટોલ લેવાને અધીકાર મળેલો હશે તે અમલદાર અથવા સખશ કોઇ માણુસ મ્યુનીશીપાલીટીની હદમાં વાહનમાં અથવા ગાંસડીમાં માલ લાવ્યો હોય તે માલ દાણ જકાત કે ટોલને પાત્ર થાય છે કે કેમ. તે નકી કરવા તપાસવાને જાહેર કરે તે છતાં સદરહુ માણસ તે મુજબ તપાસવા દેવાની ના કહે તો સદરહુ અમલદાર અથવા સખશ વગર ઢીલે માજીસ્ટ્રેટની રૂબરૂ એ વાહન અથવા ગાંસડી લેવડાવી જશે. અને તે મેજીસ્ટ્રેટ પોતાની રૂબરૂ ઉપર મુજબ તપાશવાનું કામ કરાવસે.

૬૧ જે મીલકત અથવા સામાનપર, કર નાખેલો હોય અથવા જેનાપર હાંસલ લેવાનું હોય તે મીલકત અથવા સામાનની યાદી દરેકપરના કર તથા જકાતના દર સાથેની તથા ટોલનાં પરિશીષ્ટો સેક્રટરીની સહી કરાવીને કર ભરનારા લોકો ખાયશ બતાવે તો તેમને આપવી અને તેની નકલો લોકોને ખબર થવા સારૂ શેહેર અને પરાંની પ્રશીધ જગ્યાએ ચોડવી.

૬૨ મ્યુનીસીપાલીટીના કોઇપણ કર ઉઘરાવનારે અથવા પગાર ખાનાર નોકરે મ્યુનીસીપાલીટીના પઇશા પોતાના તાબામાં ચોવીસ કલાકથી વધારે વાર રાખવા નહીં. પણ તે પઇશા તેણે તરતજ આ નિયમોમાં ફરમાવ્યા મુજબ જમે કરાવી દેવા. મ્યુનીસીપાલીટીના કોઈપણ કર વસુલ કરનારે પોતાના ખાનગી પઇશા કામગીરી વખતે સાથે રાખવા નહીં.

### ટીકા

સરકારનો ઠરાવ તા૦ ૧૩ જુન સને ૧૮૭૭ નં૦ ૧૩૭૬.

શીરખોજી લાકડાંના ભારા વેચનાર પાસેથી કર લેવો નહીં.

સરકારનો ઠરાવ તા૦ ૧૯ જુન સને ૧૮૭૭ નં૦ ૧૫૯૨.

શીરબોજી લાકડાં જે કે ઇમારતને માટે લાવે છે તેનાપર પણ નહીં લેવું

સરકારનો ઠરાવ તા. ૩૦ ફેબરવારી સને ૧૮૭૧ નં૦ ૬૦૫.

સાગવાની લાકડાં વીશે પ્રથમ ટેક્ષ નહી નાંખવાનો જે ઠરાવ કીધો છે તેમાં ફેરફાર કરવામાં નહીં આવે.

## વાહન વેરો.

૬૩ પરિશીષ્ટ "સી" માં બતાવ્યા પ્રમાણેના દરનો વાહન વેરો મ્યુનીસીપલ હદમાં ફર તા તમામ વાહનો ને ઘોડાપર લેવામાં આવશે.

૬૪ બીલ પહોંચ્યાની તારીખથી પંદર દીવસની અંદર કોઇ સખસ કરનાં નાણાં ભરી દેશે તો દરેક વાહન ઉપર દર મહીને વેરાનો ચોથો ભાગ પાછો આપવામાં આવશે.

૬૫ માલીકના કબજામાં જેટલાં જનાવર અથવા જનાવરો હોય તેથી એકી વખતે જે ટલી ગાડીઓ વપરાય તેટલીજ ગાડીઓપર કર લેવામાં આવશે. વધારે ગાડીપર લેવાશે નહીં.

૬૬ (પરગામ) જતાં આવતાં વાહનોપર અથવા મ્યુનીસીપલ હદમાં ત્રીસ દીવસ ઉપ રાંત જે વાહનો રહે નહીં તેનાપર કર લેવાશે નહીં.

૬૭ નિચેનાં વાહનો તથા ઘોડાપર વાહન વેરો લેવામા આવશે નહીં.

(એ) મ્યુનીસીપલ કામને માટે બગીઆઓ એકકા વાપરે તે બધા એકકાઓ.

(બી) મ્યુનીસીપાલીટીના પગાર ખાનાર નોકરો મ્યુનીશીપલ નોકરીની કામગીરીપર વા હનો વાપરે તે, પરંતુ મ્યુનીસીપાલીટીની ખાસ પરવાનગી શીવાય એકથી વધા રે વાહન એ વેરામાથી બાતલ કરવામાં આવશે નહીં.

(સી) પોલીસ ખાતાના નોકરોના વાપરના આવતા ઘોડાઓ.

(ડી) ખોડાઢોરના મહાજનની માલકીનાં વાહના જે કુતરાં અને જનાવરો લઇ જવામાં અને ઢોરને માટે ખોરાક લાવવામાં કામ આવે છે તે.

૬૮ તારીખ પહેલી એપ્રીલથી શરૂ થતા ત્રણ ત્રણ મહિનાના ચાર હફ્તાના દર બીજા મહિનાના શરૂઆતમાં વ્હીલ ટેકસ લહેણો થશે.

૬૯ કોઇપણ હફ્તામાં ત્રીસ દીવસથી વધારે મુદત સુધી કોઇ સખસ વાહન અથવા ઘો ડો રાખશે તો તેની પાસે તે પુરા હફ્તાનો વ્હીલ ટેકસ લેવામાં આવસે.

૭૦ આ રૂલના "સી" કલોસમાં ફરમાવેલું છે તે શીવાય જે ગાડીઓ બોજો લઇ જવા આવવાના કામમાં વપરાતી હોય અથવા એવા કામને માટેજ બનાવેલી હોય તેનાપર વ્હીલ ટેકસ લેવામાં આવશે નહીં.

૭૦ (એ) આવી ગાડીઓપર ફકત ટોલજ ફરમાવેલા દર મુજબ લેવામાં આવશે.

(બી) જે ગાડીઓ બોજો ભરવાના કામમાં આવતી નથી અથવા તે કામને માટે બનાવેલી નથી તે વ્હીલ ટેકસ ભરે છે એવી ગાડીઓથી આ ગાડીઓ જુદી પાડવાના હેતુથી મ્યુનીસીપાલીટી તરફથી જે ગાડી બોજો ભરવાને માટે બનાવેલી નથી તેવી ગાડીના હાં કનારને વ્હીલ ટેકશ ભરયાનું સરટીફીકેટ આપવામાં આવશે. આ મુજબ થયાથી ટોલના નાકાપ ર અથવા દરવાજે ટોલ વસુલ કરનાર એ ગાડીને ટોલમાંથી બાતલ કરી શકે.

(સી) જે ગાડીઓ બોજો ભરવા સારૂ બનાવેલી હોય અને જે શેહેરના કોટની અંદર જ વેપાર સારૂ એ કામ માટે વપરાતી હોય તેને ૭૦ મી રૂલ લાગુ પડશે નહીં. પણ એવી ગાડીઓ બીજી જે ગાડીઓ બોજો ભરવા સારૂ બનાવેલી ન હોય ને તે કામમાં વપરાતી ન હો ય તેની માફક વ્હીલ ટેકસને પાત્ર ગણાશે

(ડી) રૂલ ૭૦ (સી) માં બતાવેલી જાતની ગાડીઓ તરફથી જે વખતે તે મ્યુનીસીપલ

નાકામાંથી અથવા દરવાજામાંથી જાય આવે ત્યારે કલ ૭૦ (બી) માં બતાવેલું સરટીફીકેટ જો રજુ કરવામાં આવશે તો તે ગાડીઓ એ નાકે અથવા દરવાજે ટોલને પાત્ર ગણાશે નહીં.

(ઇ) કઇ ગાડીઓ વ્હીલ ટેક્સને પાત્ર છે ને કઇ ગાડીઓ ટોલ ટેક્સને પાત્ર છે તે મ્યુનીસીપાલીટીની મેનેજીંગ કમીટી પોતાની મરજી મુજબ નક્કી કરશે. પરંતુ એ વાત નક્કી કરતી વખતે એમ ચોખી રીતે સમજવું કે, એકજ ગાડી વ્હીલ ટેક્સ ને ટોલ ટેક્સ બંનેને પાત્ર થાય નહીં.

## ઘર વેરો તથા મીલકત વેરો.

૭૧ આમદાવાદ શેહેરની અને સરસપર પરાની કોટની બાહારની મ્યુનીસીપાલ હદમાં આવેલાં ઘરો, દુકાનો, વખારના વાડા, અથવા મીલકત ભરી રાખવા માટે અથવા વેપાર માટે અથવા કારીગીરી, હુનર બનાવવા માટે અથવા પસુ જનાવર વિગેરે રાખવાને માટે વપરાતી જ ગ્યા પર ઘર અને મિલકત વેરો વાર્ષીક ભાડાની રકમપર સેંકડે પાંચ ટકાના દરથી ને ઓછામાં ઓછા ચાર આનાના દરથી નાંખવામાં આવશે.

૭૨ દરેક મીલકતની ભાડાની કીંમત ત્રણ વરસ સુધીની મ્યુનિસિપાલીટી તરફથી ઠરાવવામાં આવશે.

૭૩ ઘરને મિલકત વેરો દર વરસે અગાઉથી એક હફ્તે એપ્રીલ માસમાં નોધાયલી ભાડાની કીમત મુજબ લેવામાં આવશે.

૭૪ ઘરને મીલકત વેરાને પાત્ર થતાં બધા ઘરોનું પત્રક બનાવી દર વરસે ફેબ્રુવારીની પેહેલી તારીખે સેક્રેટરીએ મેનેજીંગ કમીટી રૂબરૂ મુકવું ને પત્રકમાં ઘરનાં માલીકનાં નામ બતાવવાં અને માલીક માલમ ન પડે તો ભાડુતનાં નામ બતાવવાં અને પુરા થતા વરસમાં કેટલી રકમ વેરાની લેવાયલી છે તે તથા એ પત્રક મુજબ નવી સાલમાં લેવાનો આંકડો અગાઉ કરતાં વધારે કે ઓછો હોય તો તેનું કારણ પણ બતાવવું. મેનેજીંગ કમીટીએ જે ફેરફાર એમાં સેક્રેટરીએ સુચવ્યા હોય તે કબુલ રાખી અથવા દુરસ્ત કરી એ પત્રક મુજબની ખબર લાગતા વળગતા ઘરના માલીકોને અથવા ભાડુતોને તા૦ ૧ મારચ પેહેલાં આપવી. એ પત્રક મુજબના ફેરફારોમાં કોઇને કાંઈ વાંધો બતાવવાનો હોય તો તે વાંધો અરજીમાં લખીને મ્યુનીશીપાલ ઓફીસમાં તા૦ ૧૫ મી માર્ચ પેહેલાં બતાવવો. તે બાબત યોગ્ય તજવીજ કરયા પછી મેનેજીંગ કમીટી પોતાના ઠરાવની માલીક અથવા ભાડુતને તા૦ ૧ એપ્રિલ પેહેલાં ખબર કરશે અને જે તારીખે એ ઠરાવની ખબર કરવામાં આવશે તે તારીખે વેરાની રકમ ભરવાની લેહેણી થસે. પેહેલી મેં પેહેલાં ઠરાવેલી રકમ ભરવામાં નહી આવે તો તે રકમ મ્યુનિસિપાલીટીના ચઢેલી લેહેણી ગણાશે અને તે મુજબ એ રકમની વ્યવસ્થા કરવામાં આવશે.

૭૫ ઘરને મીલકત વેરો ફરી તપાસમાં લેવા બાબતની અરજી તા૦ ૧૫ મી મારચ પેહેલાં થવી જોઇએ.

૭૬ ફકત સારવજનિક દેવાલયોના અથવા ધરમાદાના કામ સારૂજ વપરાતાં મકાનો જેમાંથી કાંઇ પેદાસ થતી નથી તે પર ઘર અથવા મિલકત વેરો લેવામાં આવશે નહી.

૭૭ કોઇ ઘર લગાયત ત્રણ મહીના અથવા વધારે મુદત સુધી ખાલી રહયું હશે તો જે તારીખે એ ઘર ખાલી થવાનું હોય તે તારીખની લખી નોટીસ મ્યુનીશીપાલીટીના સેક્રેટરીને ઘર ધણીએ આપેલી હોય તો તે ઘરધણીને તે પ્રમાણમાં વેરાની રકમ પાછી આપવામાં આવશે. નોટીસ પોહોચ્યાની અગાઉની મુદત માટે રકમ પાછી આપવામાં આવશે નહીં.

## હલાલખોર વેરો.

૭૮ પરિશીષ્ટ "ડી" માં બતાવેલા દર મુજબ, સેહેરમાં સરસપરમાં માધવપરામાં, ફુલપરામાં ફતેપરામાં, અને રેલવેના પરામાં નિચે મુજબની સીમાના ભાગોમાં રેહેનારા લોકો પાસેથી હલાલખોર વેરો લેવામાં આવશે.

ઉત્તરે કાળુપરના દરવાજાથી રેલવેની વાડ સુધી પુલ ઉપર થઈને જવાના રસ્તાની દક્ષીણુ બાજુ તરફ લીટી દોરાય તે લીટી.

પશ્ચિમે—કાળુપર ને સારંગપુર દરવાજાથી શેહેરની દીવાલ.

દક્ષીણુ—સરવે નંબર ૧૦૦, ૧૦૧ અને ૧૧૦

પુર્વ—રેલવેની વાડ.

૭૯ જે યુરોપીયનો અથવા દેશી ગ્રહસ્થો પોતાના કમ્પાઉન્ડ અને જાજરૂ સાફ કરાવવા ભંગીયા રાખશે તેમની પાસેથી આ વેરો લેવામાં આવશે નહી. પણુ જો તપાસ કરવાથી તેમનાં જાજરૂ ખરાબ હાલતમાં માલમ પડશે તો તે જાજરૂ મ્યુનિસિપાલ ભંગી પાસે સાફ કરાવવામાં આવશે. અને એ જાજરૂ વાપરનારા માણસો પાસેથી આ વેરો લેવામાં આવશે. હાલ મુજબ મીલો, નીશાળો વગેરે કારખાના નંબર ૭૮ ની રૂલમાં બતાવેલા પરિશીષ્ટમાં ગણવામાં આવશે.

૮૦ આખા વરસનો હલાલખોર વેરો અગાઉથી પેહેલી એપ્રીલે લેહેણો ગણવામાં આવશે. કોઇપણ કર ભરનાર શખસ પહેલી અકટોબર પેહેલાં પોતાનો જાજરૂ વાપરતાં બંધ થશે તો તેની પાસેથી લેવાયલા વેરાનો અડધો ભાગ તેને પાછો આપવાનો મેનેજીંગ કમીટીને અધીકાર છે.

૮૧. જે શખસો પેહેલી એપ્રીલ પછી ને પેહેલી અકટોબર પેહેલાં જાજરૂ વાપરવાનું શરૂ કરશે તેમણે આખા વરસનો કર ભરવો પડશે. અને પેહેલી અકટોબર પછીથી જાજરૂ વાપરવાનું શરૂ કરશે તેની પાસેથી તે વરસનો અડધો કર લેવામાં આવશે.

૮૨. જે મુસાફરો શેહેરમાં પંદર દીવસથી ઓછા રેહે તેમની પાસેથી કર લેવામાં આવશે નહી અને જે મુસાફરો એથી વધારે મુદત રેહે તેમની પાસેથી મહીને ચાર આના મુજબ કર લેવામાં આવસે.

૮૩. બીલ પહોંચાડયાની તારીખથી એક મહીનાની અંદર જો હલાલખોર વેરો ભરવામાં આવશે તો પરીશીષ્ટમા બતાવેલા વર્ગ એ. બી. ને સી. ના જાજરૂની બાબતમાં દર કુટુંબે આઠ આના તથા ડી વર્ગના જાજરૂ બાબત દર કુટુંબે ચાર આના પાછા આપવામાં આવશે.

## દરવાજે લેવાનુ હાંસલ.

૮૪. અમદાવાદ શેહેરના કોટની અંદર અને સસપરના પરાની દીવાલની અંદર જે માલ લઇ જવામાં આવશે તેનાપર પરીશીષ્ટ ઇ મુજબ હાંસલ લેવામાં આવશે.

૮૫. અનાજ અને ઓછલશીડ ભરી જનારાં વાહનોમાં નીચે મુજબનાં તોલ ગણવાનો નીયમ કરેલો છે

| વાહનો. | તોલ<br>બંગાળી મણ. |
|---|---|
| ૭ બળદ જોડેલાં છકીયાં | ૩૦ |
| ચાર બળદ જોડેલાં ચોકીયાં | ૨૬ |
| બે બળદ જોડેલાં બેડીયાં | ૧૫ |
| ઊંટ | ૬ |
| લાદેલુ ટટુ | ૪ |
| લાદેલો બળદ | ૪ |
| લાદેલું ગધેડું | ૨ |

૮૬. જ્યારે ઉપર મુજબના ધોરણુ કરતાં ઓછો બોજો કોઇપણુ વાહનમાં ભરેલોછે એમ કહેવામાં આવે તો તે બોજાનું તોલ કરી જેટલું થાય તે મુજબ પઇસા લેવા.

૮૭. ઇમારતી લાકડાં ભરેલા ગાડાપર તેના ધણીની મરજીમાં આવે તો હાંસલ માફ

મુજબ આપે અથવા સાગ, શીસમ, હળદરવો, સાદર અને બીયાના લાકડાં માટે બે બળદનાં ગાડાંપર એક રૂપીઆના દર મુજબ ને ચાર બળદનાં ગાડાંપર દોઢ રૂપીઆના દર મુજબ અને મહુડાને લીંબડાના લાકડાં માટે બે બળદનાં ગાડાંપર ૨૦-૧૨-૦ મુજબ ને ચાર બળદ નાં ગાડાંપર ૨૧-૨-૦ મુજબ હાંસલ આપે.

૮૮. દરેક જાતનાં અનાજ, ઓઇલશીડ તથા લાકડાંપર દરવાજે હાંસલ વસુલ કરવામાં આવશે. બાકીની ચીજોની બાબતમાં જ્યારે હાંસલની રકમ બે રૂપીઆ અથવા ઓછી હોય ત્યારે હાંસલ દરવાજે લેવાશે અને એ કરતાં હાંસલની રકમ વધારે હોય તો મ્યુનીસિપલ હોફીસ માં લેવામાં આવશે.

૮૯. નીચેની ચીજોપર હાંસલ લેવામાં આવશે નહીં.

દેશી સુતરની બનેલી ધોળી ખાદી, જાડા સાલ્લા, કાંબળી ને કાંબળા, પાલીનાં જાડાં છા પેલાં કાપડ, અંગુછા, ટાટપટી, દેશી વણુતરના (ઢેડાઉ) પોતીયાં, પેહેરવાનાં કપડાં, વાપરમાં આવતાં વાસણ ને ઓજાર, નીકલના દાગીના, બધાં સુગંધીદાર, તથા અતર ને વારનીસ કર વામાં વપરાતાં તેલ, અને જાગરી મેળવેલો તંબાકુ પીવાના કામમાં આવે તે.

૯૦. હાંસલ ભરવા લાયક શેહેરમાં બનેલી ચીજો વેપારી અથવા બીજો કોઇ સખશ શેહેર બાહાર લઇ જાય તો તે નાકે અથવા મ્યુનીશીપલ હોફીસમાં નોંધાવવી અને તેમ કર્યાથી જ્યારે એ ચીજો પાછી શેહેરમાં લવાય ત્યારે તેનાપર હાંશલ લેવામાં આવસે નહીં.

૯૧. બીજી ચીજો જ્યારે એ મુજબ સેહેર બાહાર લઇ જવામાં આવે ત્યારે તેનાપર નાકે અથવા મ્યુનીશિપલ હોફીશમાં શાકકો કરાવવો અને તેમ કર્યાથી તે પાછી લવાય ત્યારે તેનાપર હાંસલ લેવામાં નહીં આવે.

૯૨. રેલવેના મુસાફરો પોતાની જોડે હાંસલ ભરવા લાયક મીઠાઇ લાવે ને તે બંગાળી પાંચ શેર કરતાં વધારે ન હોય તો તેનાપર હાંસલ લેવાસે નહીં.

૯૩. આચારજીનો અને બધી કોમોની ધર્મની જગાનો પ્રસાદ જો બંગાળી એક સેર સુ ધી હોય તો તે વગર હાંસલે સેહેરમાં લઇ જવા દેવામાં આવશે.

૯૪. શ્રી ગોસાઇજી મહારાજની મીઠાઇ જે દરવાજે ફક્ત નોંધાવીને શેહેર બાહાર લઇ ગએલા પદાર્થોની બનાવેલી હોય, તે મીઠાઇ લઇ જનાર સખસો હાંસલ વસૂલ કરનાર અધીકારી ની ખાતરી કરી આપશે કે તે મીઠાઇ નોંધાયેલા પદારથના એકંદર તોલથી વધારે નથી તો તેનાપર હાંસલ લેવામાં આવશે નહીં.

૯૫ સરકારની માલકીનો માલ જ્યારે નાકા આગળથી લઇ જવામાં આવશે ત્યારે જો તેની જોડે સરકારી માલ વીશેનો યોગ્ય અધીકારીના શેરા સાથેનો ઇન્વોઇસ (ભરતીયુ) હશે તો તે, વગર હાંસલે લેઇ જવા દેવામાં આવશે.

૯૬ સરકારી અને મ્યુનિસિપાલીટીનો માલ, વગર હાંસલે લેઇ જવા દેવામાં આવશે.

૯૭ શેહેરના કોટ બાહાર રેહેનાર વણકરો જે સુતર શેહેર બાહાર લઇ જાય તે તેમણે નોધાવવું. અને પછી એ સુતરનું બનેલું કાપડ શેહેરની અંદર લાવે ત્યારે તેપર હાંસલ લેવાશે નહીં.

૯૮ સસપરમાંથી શેહેરમાં ને શેહેરમાંથી સસપર લેઇ જવાતી ચીજો દરવાજે નોધાશે. ને તે પર શીકો થશે અને તે પર હાંસલ લેવાશે નહીં.

૯૯ જે વેપારીઓ શેહેરમાં છીંટરી ને સાલા ગળી ચઢાવવા અને તઇયાર કરાવવા સારૂ લાવે તે નાકે તેમણે નોંધાવવાં અને તેના પર હાંસલ ભરવાની રકમ જેટલા પઇશા ત્યાં અના મત મુકવા. પછી જ્યારે એ ચીજો રંગીને તથા તૈયાર કરીને પાછાં લેઇ જસે ત્યારે એ અના મતની રકમ તેમને પાછી આપવામાં આવશે.

૧૦૦ કોઇ શખસ અમુક ચીજો શેહેરમાં લાવે તે બાબત તે શખસ નાકેદાર અથવા

તે જગ્યાના વસુલ લેનાર કારકુનની ખાતરી કરી આપે કે તે ચીજો તે જગ્યાએથી લેઇ ગયા પછી ૨૪ (ચોવીસ) કલાકની અંદર પાછી બાહાર લેઇ જવાની છે અને એ માલ પરની હાંસલની રકમ જેટલા પૈસા એ શખસ નાકેદાર, પાસે અનામત મુકે તો એ ચીજોપર હાસલ લેવામાં આવશે નહી. સદરહુ અનામત મુકેલી રકમ ગજકુર નાકેદાર રજીસ્ટરમાં નોધશે. અને પાસમાં માલ અથવા ચીજો આવી તે વખત, તેનું ટોલ, જથો ને કીમત બતાવી તે પાસ તે સખસને આપસે અને એ પાસ કલેકશન સુપરીન્ટેન્ટની ઉપરી તરીકેની સહી સાથે માલ પાછો બાહાર લેઇ જાય તે દરવાજે નાકેદારને એ શખસે આપવો અને તે નાકેદાર તેના પર માલ આવ્યાનો વખત, તોલ, જથો, ને કીંમત લખીને માલ જવા દેશે અને પાસ માલ પાછો મોકલનારને અથવા માલ જેના હવાલામાં હોય તે સખસને પાછો આપશે, અને આ મુજબ શેરો થયેલો પાસ રજુ કરેથી ધણીને અનામત મુકેલી રકમ પાછી મળશે, ચોવીસ કલાક વિત્યા બાદ એ રકમ પાછી લેવાનો હક કોઇનો કબુલ કરવામાં આવશે નહીં.

૧૦૧ જકાત લેવા લાયક બધો માલ શેહેરમાં લાવે ત્યારે તેનુ વરણન, જથો, તોલને લેવાએલી જકાતની રકમ પાસ અથવા પોહોચમાં બતાવીને તે પાસ અથવા પોહોચ માલધણીને આપવામાં આવશે.

## ટોલ

૧૦૨ બધાં ભરેલાં વાહનોપર પરીશીષ્ટ એફમાં બતાવ્યા મુજબ ટોલ ટેક્ષ લેવામાં આવશે.

૧૦૩ જે વાહનોમાં માલ કાચામણથી ઓછો નહી હોય તે ભરેલાં ગણવામાં આવશે.

૧૦૪ સરકારી અથવા મ્યુનીશીપાલીટીની મીલકત લઇ જનારાં વાહનોપર કર લેવાસે નહી.

૧૦૫ પાણી લઇ જવાના વાહનો અને કપડાં લઇ જવાને ધોબી અને રંગાટીઓ જે વાહનો વાપરે તેનાપર કર લેવાશે નહીં.

• ૧૦૬ સરકારી મીઠાના કંટ્રાકટરના મીઠાના કોથળા નદીએ જે વાહનોમા ભરી ધોવા લઇ જાય તેનાપર કર લેવાશે નહી.

૧૦૭ માટી અને રેતી ભરેલાં ગધેડાંપર ટોલ લેવાશે નહી.

૧૦૮ કોટ બાહાર ભરી રાખેલાં ઘાસને કડબ જે ગાડામાં ભરી માલધણી શેહેરમાં પોતાના વ્યાજબી ઉપાયોગ માટે લાવે તેનાપર કર લેવાશે નહી.



## પ્રકરણ આઠમું.

## હિસાબ.

૧૦૯ મેનેજીંગ કમીટી અથવા બીજી સબંધ રાખનારી કમીટી અમુક ખરચ મંજુર કરે ત્યારેજ તે સેક્રેટરીએ કરવો. અને જયારે કોઇ રકમ મ્યુનીશીપાલ તીજોરીમાંથી અથવા સરકારી ત્રીજોરીમાં અથવા મુંબાઇ બેંકની અમદાવાદની શાખામાં અનામત મુકાયલી રકમમાંથી ઉપાડવી હોય ત્યારે ડ્રાફટ અથવા ચેકપર ચેરમેન અને મેનેજીંગ કમીટીના એક મેંમ્બરની સહી થયા પછી તેના આધારે તે નાણું લેવાં.

કલમ ૭૨ (એ. જે. આઇ.)

૧૧૦ મ્યુનિસિપાલીટીનાં નાણાં સરાફ સેક્રેટરી, આસીસ્ટન્ટ સેક્રેટરી અથવા એકાઉનટન્ટની સહીના ચીલણને આધારે લેવાં અને તે મ્યુનિસિપાલ એ, ફીશની ત્રીજોરીની પેટીમાં મુકવાં. તે પેટીને બે તાળાં દેવાં તેમાંના એકની કુંચી ગરાફ પાસે ને બીજાની કુંચી સેક્રેટરી પાસે રાખવી. આ શીવાય એ

કલમ ૭૨ (આઇ).

બાબતમાં મેનેજીંગ કમીટી ફરમાવે તે મુજબ સાવચેતીથી બંદોબસ્ત રાખવો.

૧૧૧ જ્યારે મ્યુનિસિપાલીટીમાં રૂ ૧૫૦૦) થી વધારે રકમ એકઠી થાય ત્યારે તે વધારાની રકમ તરતજ મ્યુનિસિપાલીટીને નામે મુંબાઇ બેંકની અમદાવાદની સાખામાં જમે કરાવવી.

૧૧૨ મ્યુનીસીપાલીટીનાં નાણાં મ્યુનિસિપાલ હોફીસમાંથી મુંબાઇ બેંકમાં લેઇ જવાં હોય અથવા મુંબાઇ બેંકમાંથી મ્યુનીશીપાલ હોફીસમાં લાવવાં હોય તો તે સરાફ સેક્રેટરી, અથવા આસીસ્ટન્ટ સેક્રેટરીના હવાલામાં લેઇ જવાં ને લાવવાં.

૧૧૩ આરોગ્યતા ખાતાના ખરચમાં સેનીટરી સુપ્રિન્ટેન્ડેન્ટની સહી ને પબ્લીક વરકસ ખાતાના ખરચમાં આસીસ્ટન્ટ એનજીનીયરની સહીની નંબર ૧૦૯ ના નિયમમાં બતાવેલી ફરમાનો સિવાય તે ઉપરાંત જરૂર છે.

૧૧૪ હમેશાનાં ઉપજ ખરચ બાબત સરાફે રોજમેળને ખાતા વહી રાખવી. અને તે પર એકાઉન્ટન્ટને આસીસ્ટન્ટ સેક્રેટરીએ તપાસી ને હમેશા સહી કરવી. અઠવાડીયામાં એકવાર રોજ મેળપર સેક્રેટરીએ તે તપાસીને સહી કરવી અને મેનેજીંગ કમીટીએ ઉપરી તરીકે તે મુજબ સહી કરવી.

૧૧૫ દર મહીનાની આખરે સેક્રેટરીએ સરવાયું (બેલેન્સ શીટ) તઇયાર કરવું અને તે વૌચરો સહીત મેનેજીંગ કમીટી પાસે રજુ કરવું. તે કમીટીએ તે તપાસવું. અને મ્યુનિસિપાલ ઓફીસની ત્રીજોરીમાંની રોકડ તથા બેંકમાંની શીલક જોડે મેળવવું. અને તે નીચે કમીટીએ પોતાની સહી કરી તે બેલન્સ શીટ પ્રેસીડેન્ટ તરફ મોકલવું.



## પ્રકરણ નવમું.

### અમદાવાદમાં પ્રથમ કેળવણીના બંદોબસ્ત સારૂ કરેલા નિયમો.

૧૧૬ એપ્રિલ મહીનાની ત્રીમાસિક મીટીંગ વખતે ત્રણ મેમ્બરોની સ્કુલ કમીટી દર સાલ નિમવામાં આવશે. આમાંનો એક મેમ્બર મ્યુનિસિપાલ કમીશનર ના પણ હોય.

કલમ ૩૨ ( એ. )

૧૧૭ સ્કુલ કમીટીના મેમ્બરો પોતાનામાંથી એક મ્યુનિસિપાલ કમીશનરને ચેરમેન નિમશે ચેરમેન કમીટીના એકંદર કામપર દેખરેખ રાખશે અને બધુ લખાણુ પોતે ચલાવશે.

૧૧૮ ચેરમેનની ગેરહાજરીમાં હાજર મેંમ્બરો પોતાનામાંથી એકને તે વખતને માટે ચેરમેન બનાવશે.

૧૧૯ મ્યુનિસિપાલીટીનો સેક્રેટરી સ્કુલ કમીટીના સેક્રેટરી તરીકે કામ ચલાવશે.

૧૨૦ સ્કુલ કમીટી સેક્રેટરીના હાથ નીચે કામ કરવા સારૂ એક કારકુન અને એક શીપાઇને નેમશે.

કલમ ૩૨ (બી)

૧૨૧ કામકાજ કરવા સારૂ સ્કુલ કમીટી મહીનામાં એકવાર અથવા જરૂર પડે તો વધારે વાર મળશે.

કલમ ૩૨ (એ)

૧૨૨ નિશાળ તપાસવાના કામ સારૂ, શેહેરના ભાગો સ્કુલ કમીટીના મેંમ્બરોમાં વહેંચી લેવામાં આવશે.

૧૨૩ દરેક નિસાળ ઓછામાં ઓછી મહીનામાં એક વાર તપાસવામાં આવશે. ત્યાંના દફતરો ને રજીસ્ટરો તે વખતે તપાસી તેનું પરીણામ વીઝીટર બુકમાં નોંધી લેવામાં આવશે.

૧૨૪ વળી સ્કુલ કમીટીના મેમ્બરોને નિસાળોના વહીવટમાં અથવા તેના કામકાજમાં કંઇપણ કસુર માલમ પડે તે તેમણે વીઝીટર બુકમાં નોંધી લેવી અને જરૂરને પ્રસંગે કમીટીની સ્પેસીયલ મીટીંગ બોલાવવા ચેરમેનને ખાયસ બતાવશે.

१२५ બધા વિઝીટરોની રીમાર્કનો એકંદર ઇત્તેખાબ બધા હેડમાસ્તરો ચેરમેન તરફ મો કલશે અને ચેરમેન એ ઇન્તેખાબો કમીટી રૂબરૂ મુકશે.

१२६ અભ્યાસના ધોરણોમાં ફેરફાર કીધા શીવાય અને વરસ માટે મંજુર થએલી રકમ કરતાં વધારે ખરચ થાય તેવા ફેરફાર એકંદર ખરચમાં કીધા શીવાય શેહેરની પ્રથમ કેળવણી બાબત વહીવટ, દેખરેખ અને તમામ બંદોબસ્ત સ્કુલ કમીટી પોતાની મરજી મુજબ કરશે અને એ સ્કુલ કમીટીએ જે જે ફેરફારો દાખલ કરયા હશે તે બાબત તે કમીટી ત્રીમાસિક રીપોર્ટ મ્યુનીસીપાલ કમીસનરો તરફ મોકલશે.

## એસ્ટાબ્લીશમેન્ટ.

કલમ ૩૨ (ડી) — १२७ પરિશીષ્ટ ઈ માં બતાવ્યા મુજબ નીમણુંકનું ખાતું રાખવામાં આવશે. અને સ્કુલકમીટીના હુકમ મુજબ નિમણુંક, પ્રમોશન, બરતરફી અને પેનશન આપવાનું થશે.

१२८ સ્કુલ કમીટીના તાબામાં મુકાયલા તમામ નોકરોને દંડ કે સસ્પેન્ડ કરવા અથવા પગાર કમી કરવા અથવા વધારો આપવા, બરતરફ કરવા કે રજા આપવાને મજકુર સ્કુલ કમીટીને સત્તા છે પરંતુ જે અમલદારનો પગાર દર મહીને રૂ. १०) થી વધારે હશે તેમને મ્યુનીસીપાલીટીની અગાઉથી પરવાનગી લીધા શિવાય બરતરફ કરવામાં અથવા કાયમને માટે કમી પગાર કરવામાં આવશે નહીં. — કલમ ૩૨ (ઈ)

१२९ દર મહીને રૂ. १०) કરતાં વધારે પગારની જગ્યાપર નીમણુકો સ્કુલ કમીટી કમીશનરોની જનરલ કમીટીની મંજુરીપર કરશે.

## મેહેસુલ તથા હિસાબ.

१३० આવકનું બજેટ એલોટમેન્ટ, નિશાળની ફી, બીજા સ્થળો વિગેરેની મદદ, અને કેળવણી ખાતાનો ખરચ એ બધાનો હીસાબ જુદા અને સ્પષ્ટ મથાળાથી એકંદર મ્યુનીસીપલ હીસાબ સાથે રાખવામાં આવશે. — કલમ ૩૨ (એ)

१३१ નિયમ કરેલા તમામ ખરચનાં નાણાં સ્કુલ કમીટીના બીલપરથી સેક્રેટરી દર મહીને આપશે એ નાણાં આપવા બાબતની વ્યવસ્થા १०९ ના નિયમમાં બતાવ્યા મુજબ થશે.

१३२ ખાસ ખરચની બધી રકમો પ્રથમ રીતસર સ્કુલ કમીટી મંજુર કરશે અને પછી તે બાબત તેઓ બીલ કરેથી નાણાં મળશે

१३३ નિશાળમાંની ઉપજે અને તેપર ખરચનો વિગતવાર હીસાબ સેક્રેટરીએ રાખવો અને તે તેણે મહીનામાં એકવાર સ્કુલ કમીટી રૂબરૂ રજુ કરવો.

१३४ મ્યુનીસીપાલીટીના હવાલામાંની નિશાળોની ઉપજ તથા ખરચનો બરોબર હીસાબ કરવાની ફરજ સ્કુલ કમીટીના ચેરમેનની છે. અને તેમાં ખોટ આવવાની કાંઇ પણ દેહેસત રહે તો યોગ્ય વખતની અંદર તેમણે કમીટીને સુચના કરવી.

१३५ મ્યુનીસીપાલીટીના હીસાબ તપાસનારાઓ મહીનામાં એકવાર સ્કુલ કમીટીનો હીસાબ પણ તપાસશે.

१३६ દર મહીને રૂ. १० થી વધારે પગારવાળા શીક્ષકોના પગારપર પેનશન ફંડનો ભાગ બીલમાં બરોબર લઇ સરકારમાં દર મહીને જમે કરવા બાબતની તજવીજ શેક્રેટરીએ રાખવી.

૧૩૭ સરકારી ગ્રેનટનાં બીલે ત્રણ ત્રણ મહીને અગાઉથી સરકારમાં મ્યુનીસીપાલીટી મોકલશે.

૧૩૮ દર વરસની શરૂઆતમાં મ્યુનીસીપાલીટીની મંજુરીપર સ્કુલ કમીટી દરેક નીશાળમાં લેવાની ફીનો દર મુકરર કરશે.

૧૩૯ બધા નિશાઆળોમાં સેંકડે પંદર નિશાળીઆ મારી દાખલ કરવામાં આવશે. આ દર મુજબ મારીનું ધોરણ રહેશે.

કલમ ૩૨ (આઇ) — ૧૪૦ જે નિશાળીઆને શિક્ષકોએ મારી દાખલ કરેલા હોય તે ખરેખરા ગરીબ છે ને ફી આપી શકે તેવા નથી એ વાતને માટે શિક્ષકો જવાબદાર છે.

કલમ ૩૨ (એ) — ૧૪૧ દરેક મારીમાં દાખલ થયલા નિશાળીયાની સ્થિતી બાબત માસીક વીઝીટ વખતે તપાસનારા મેમ્બરોએ તજવીજ કરવી.

કલમ ૩૨ (આઇ) — ૧૪૨ મારી નિશાળીઆઓ જો સારો અભ્યાસ નહીં કરે તો તેમને મારીમાંથી દુર કરવામાં આવશે.

## સુચના અને પરિક્ષા.

૧૪૩ નિશાળો કેવી રીતે ચલાવવી તે બાબતમાં સ્કુલ કમીટીએ શિક્ષકોને સુચના કરવી. જે બાબતમાં કાંઇપણ શંકા રહેતી હોય તે બાબતમાં કમીટીએ કેળવણી ખાતાના અમલદારોની સલાહ પુછવી અને તેમણે સલાહ અને મદદ કમીટી માગે ત્યારે વગર હરકતે તેમને આપવી. — કલમ ૩૨ (એ)

૧૪૪ કેળવણી ખાતાના અમલદારોએ નિશાળ ઓછામાં ઓછી વરસમાં એકવાર નિયમસર તપાસવી. પરીક્ષા એ મુજબ લેવી હોય તે પહેલાં એક અઠવાડીયાં અગાઉ સદરહુ અમલદારે સેક્રેટરીને તે બાબતની ખબર આપવી.

૧૪૫ સદરહુ પરીક્ષા લેનાર અમલદારે પરીક્ષાનું પરિણામ સ્કુલ કમીટીના ધ્યાનપર લાવવું અને કાંઇપણ કસુર કે ખામી પોતાના નજરમાં આવી હોય તે પણ એ કમીટીના લક્ષપર લઇ જવી.

## પરચુરણ.

૧૪૬ હાલ સુધી જે પત્રકો ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટર તરફ શિક્ષકો મોકલતા તે પત્રકો હવેથી તેઓ સ્કુલ કમિટી તરફ મોકલશે. અને જે હીસાબ હકીકત ને ખુલાસા કેળવણી ખાતા તરફથી પુછવામાં આવે તે તથા બધાં પત્રકો સ્કુલ કમીટી કેળવણી ખાતાના અમલદારો તરફ મોકલશે.

કલમ ૩૨ (આઇ) — ૧૪૭ સરકાર તરફથી પુછાયલા ખુલાસા તરત સેક્રેટરી મોકલશે.

૧૪૮ ખાનગી હુનરને, ઉતેજન આપવા સારૂ ગામઠી પ્રાઇમરી નીશાળોમાં પરીક્ષાના પરીણામ મુજબ પોતાને સ્વાધીન કરેલા નાણાંપર વીચાર રાખી સ્કુલ કમીટી ગ્રેન્ટ-ઇન—એઇડ આપવાને માટે મજુરી આપસે, — કલમ ૩૧ (એ)

૧૪૯ નિશાળમાંની હાજરી તથા તે ખાતેના ખરચનું ત્રિમાશીક પત્રક મ્યુનસીપલ કમીશનરો રૂબરૂ તેમની ત્રિમાશીક મીટીંગ વખતે રજુ કરવામાં આવશે.

૧૫૦ વરસની આખરે તે વરસના હીસાબ સહીત સ્કુલ કમીટી મ્યુનશીપાલીટીને રીપોરટ મોકલસે. તે રીપોટ તેના પર મ્યુનશીપાલીટીના અભિપ્રાય સહીત પ્રેસીડેન્ટની મારફત કેળવણી ખાતાના ઇનસ્પેકટર તરફ સરકારમાં મોકલવા સારૂ મોકલવામાં આવસે.

---

## પ્રકરણ ૧૦ મું

### પરચુરણ

૧૫૧ સેક્રટરી, સેનેટરી સુપ્રીન્ટેડેન્ટ અને બીજા અમલદારો જે ઠરાવો અથવા હુકમ કરે તેપર આગલા નિયમો મુજબ વહેંચાયલા કામને અનુસરીને મેનેજીંગ કમીટી અથવા સેનેટરી કમીટીને અપીલ કરવામાં આવશે.

૧૫૨ જ્યારે જરૂર જણાય ત્યારે સેનીટરી અને મેનેજીંગ કમીટી એક બીજાને બોલાવી બંને કમીટીનો લગતા વિષયપર એક બીજા સાથે વીચાર કરશે. એવે પ્રસંગે બોલાવનાર કમીટીના ચેરમેન અધ્યક્ષ થશે.

૧૫૩ એપ્રિલ મહીનામાં મળનારી જનરલ મીટીંગ પોતે હુકમ કરે ત્યાં સુધી મ્યુનશીપલ હીસાબ તપાસવા સારૂ બે ઓડીટર નિમશે તે બંને મ્યુનશીપાલીટીના મેંબરો હોય અથવા બીજા લોકોને પગાર આપીને નીમાએલા હોય.

૧૫૪ કોઇ પણ બાઇ-લો તોડનાર સખશ માજીસ્ત્રેટ રૂબરૂ ગુનેહગાર ઠરયાથી તેમાં બતાવેલી શિક્ષાને પાત્ર થશે ને કાંઇ શિક્ષા બતાવી ન હોય તો રૂ ૫૦) સુધી દંડને પાત્ર થશે. બાતમી આપનારને મેનેજીંગ કમીટી એ દંડના અડધા ભાગ સુધી ઇનામ આપવાને મુખ્તીઆર છે.

---

### કલમ ૭૭ હાઉસ ટેકસ બાબતની છે તેનાં ઉપર ટીકા નીચે મુજબ વાંચવી.

### ટીકા

નામદાર સરકારનો ઠરાવ તા૦ ૨૨ સપટેમ્બર સને ૧૮૭૬ નં૦ ૩૦૦૬ નો કે નામદાર સરકારના તા. ૧૦ મે સને ૧૮૭૬ નં૦ ૧૪૬૪ ના હુકમ મુજબ જે મકાનો સરકારે મ્યુનીસીપાલીટીની કલમ ૧૭ (એ) માંથી બાતલ કીધાં છે તે મકાનોની વીગત ગેજીટમાં છપાવવાની જરૂર નથી સરકારનો ઠરાવ બશ છે.

નામદાર સરકારનો ઠરાવ તા. ૭ અક્ટોમ્બર સને ૧૮૭૫ નં૦ ૩૦૫૮ નો સરકારે નીચે લખેલાં મકાનો રીજરવ રાખેલાં છે તેની વીગત નીચે પ્રમાણેઃ—

૧ સરકારી હાફીસો.
૨ દીવાની કોરટો.
૩ પોલીસ સ્ટેશન તથા બીલડીંગો ચાવડી
૪ જેલ દીવાની તથા ફોજદારી.
૫ ઇસ્પીતાળો દવાખાનાં,
૬ નીશાળો તથા એજ્યુકેશન ખાતાનાં મકાનો.

સરકાર તા૦ ૬ માર્ચ સને ૧૮૭૫ નં૦ ૬૯૫ સરકારના તરફથી બનતો શામાન સરંજામ જે કે સરકાર તરફથી બને છે તેપર મ્યુનીસીપલ ટેકસ લાગે નહીં જેમ કે ધુળીઆકોટ જેલમાં બને છે તેપર ટેકસ લઇ શકાય નહીં.

---

# પરીશીસ્ટ એ.

## અમદાવાદ મ્યુનિસિપાલીટીની નીમણુંકનું પત્રક.

| નંબર. | હોદો | કામ. | પગાર રૂપીયા | ઘોડા ખર્ચ રૂપીયા | કુલ રૂપીયા | દરેક ખાતાનું કુલ. |
|---|---|---|---|---|---|---|
| | પ્રેસીડેન્ટની ઓફીસ. | | | | | |
| ૧ | ઇ રજીસ્ટ્રાર અને કારકુન | ઇંગ્રેજી અને ગુજરાતી લખાણનું કામ... ... ... | ૨૦ | | ૨૦ | |
| ૧ | પટાવાળો. ... ... ... | પટાવાળાનું. | ૭ | | ૭ | ૨૭ |
| | મ્યુનીસીપાલ સેક્રેટરીયટ | | | | | |
| ૧ | સેક્રેટરી. ... ... ... | બધાં ખાતાં પર એકંદર દેખરેખ. ... ... ... | ૩૦૦ | | ૩૦૦ | |
| | એકાઉન્ટન્ટ અને આશીસ્ટંટ સેક્રેટરી... ... ... | મ્યુનીશીપલ હીસાબપર દેખરેખ અને તપાસણી, કર, વ્હીલટયાક્ષ તથા ઘર વેરાની ઉઘરાણીપર દેખરેખ સમન્સો, જવાબો, બધી જાતની પરવાનગી વીગેરે કાઢવી અને સેક્રેટરીને એકંદર મદદ કરવી.... ... ... | ૬૦ | ૧૫ | ૭૫ | |
| ૧ | રાઇટર... ... ... | ઇંગરેજી તુમાર તથા દફતરો, નિયમ કરેલા વખતના હીસાબ પત્રકો અને રીટર્ન તૈયાર કરવા. ... ... ... ... ... | ૩૦ | | ૩૦ | |
| ૧ | શીરસ્તેદાર અથવા પેહેલે કારકુન... ... ... | ગુજરાતી તુમાર અને સેક્રેટરીયટનું કામ તથા દફતર વીગરેનો બંદોબસ્ત | ૩૫ | | ૩૫ | |
| ૧ | બીજો કારકુન ... ... | કમીટીના પ્રોસીડીંગના રજીસ્ટર, તથા સેક્રેટરીએ બધી જાતની પરવાનગી આપવા કરેલા ઠરાવનું રજીસ્ટર, નીમનુકનું રજાપત્રક, અને ટપાલની ટીકીટનો હીસાબ, સમન કાઢવાનું કામ, | ૧૫ | | ૧૫ | |
| ૧ | ત્રીજો કારકુન ... ... | સેક્રેટરીની ઓફીસમાં ગુજરાતી આવકને જાવક રજીસ્ટરો અને સ્ટેમ્પનું રજીસ્ટર. ... ... ... | ૧૦ | | ૧૦ | |
| ૧ | ચોથો કારકુન ... ... | રજાચીઠી, નોટીસો, ચીઠ્ઠીઓ અને સેક્રેટરીયતનાં બીજાં તઇયાર કરવાં. | ૧૦ | | ૧૦ | |
| ૧ | પાંચમો કારકુન ... ... | કમીટીના ઠરાવ શેરા લખવામાં શીરસ્તેદારને મદદ કરવી, જાબાની લખવી, હાજરીસનું હાજરી પત્રક વીગેરે રાખવાં. | ૮ | | ૮ | |
| ૧ | ફેરીસ્ત કારકુન ... ... | બધાં મ્યુનીસીપલ દફતરો, રજીસ્ટરો, દસ્તાવેજો, હીસાબની ચોપડીનું ફેરીસ્ટ અને તે બધાંને સાવચેતીથી રાખવાં. ... ... ... | ૧૦ | | ૧૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | સરાફ ... ... .... | હીસાબના ચોપડા લખવા, માસીક તથા બીજા હીસાબ તઇયાર કરવા, અગાઉથી આપેલી ને અનામત મુકેલી રકમોનો હિસાબ રાખવો, ત્રીજોરીમાં પઇસા લેવા ને પઇશા આપવા. ... ... ... | ૩૦ | | ૩૦ | |
| ૧ | સરાફના તાબામાં કારકુન.. | સરાફને તેના કામમાં મદદ કરવી. ... ... ... | ૧૨ | | ૧૨ | |
| ૧ | છઠ્ઠો કારકુન ... .... | આરોગ્યતા બાબત તુમાર, બીલ તપાસવાં અને લાયબરેરીનાં રજીસ્ટરો. | ૧૪ | | ૧૪ | |
| ૧ | જમાદાર... ... .... | પટાવાળાનો ઉપરી ... ... ... ... | ૮ | | ૮ | |
| ૬ | પટાવાળા દરેક રૂ૭)ના પગારના.... ... .... | પટાવાળાનું કામ ... ... ... ... | ૪૨ | | ૪૨ | |
| ૧ | ફરાસ ... ... .... | ફરાસનું કામ કરવા ... ... ... ... | ૭ | | ૭ | ૧૦૭ |
| | ઇનસ્પેકશનખાતું... ... | | | | | |
| | જીલ્લા ઇન્સ્પેકટરો ... | | | | | |
| | પહેલો ગ્રેડ રૂ ૫૦) ... | જમીનપરના કાયમના અથવા થોડી મુદતના દબાણ બાબત તપાસ રાખવી, | ૪૦ | ૧૦ | ૫૦ | |
| ૧૧ | બીજો ગ્રેડ રૂ ૪૫) ... | મકાન વીગેરે બાંધવાને રજા માગવા અરજીયો જોવી, અને ઘર તથા વ્હીલ | ૩૫ | ૧૦ | ૪૫ | |
| | ત્રીજો ગ્રેડ રૂ ૪૫) ... | ટેકસ કારકુનના રજીસ્ટરપર એકંદર દેખરેખ રાખવી. ... | ૩૦ | ૧૦ | ૪૦ | |
| ૩ | પટાવાળા... ... ... | દરેક ઇન્સ્પેકટર જોડે ફરવું. ... ... ... | ૧૮ | | ૧૮ | ૧૫૩ |
| | જન્મ મરણની નોંધ. | | | | | |
| ૨ | કારકુનો રૂ ૧૨ ને રૂ ૧૦ ના પગારના .... ... | રજીસ્ટર રાખવાં, જન્મ તથા મરણનાં પત્રકો કરવાં, સેનેટરી ખાતાના હીસાબ રાખવામાં મદદ કરવી. નુકશાનકારક ધંધાના લાઇસેન્સ કાઢવાં. | ૨૨ | | ૨૨ | ૨૨ |
| | મ્યુનીશીપલ મેજીસ્ટ્રેટનું ખાતું .... ... ... | | | | | |
| ૧ | ઓનરરી મેજીસ્ટ્રેટ ... | બીજા કલાસના મેજીસ્ટ્રેટનું. ... ... ... | ,, | ૩૦ | ૩૦ | |
| ૧ | શીરસ્તેદાર ... .. | તુમાર, કેલેન્ડર અને હીસાબ. ... ... ... | ૨૬ | | ૨૬ | |
| ૧ | કારકુન ... ... ... | રજીસ્ટર વગેરે રાખવું. ... ... ... | ૧૨ | | ૧૨ | |
| ૧ | કારકુન ... ... ... | સમન્સ વીગેરે તઇયાર કરવા. ... | ૮ | | ૮ | ૭૬ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | હીસાબ તપાસણી ખાતુ. | | | | | |
| ૨ | હીસાબ તપાસનારા .... | હીસાબ તપાસવા. ... ... .... .... | ૨૫ | | ૨૫ | ૨૫ |
| | ઢોર પુરવાનું ડબા ખાતુ. | | | | | |
| ૨ | કારકુન દરેક રૂ ૧૦ ના | રજીસ્ટર અને હીસાબ રાખવા. .... ... ... | ૨૦ | | ૨૦ | |
| ૩ | ચાધરી દરેક રૂ. ૫ ના | રખડતાં ઢોર પકડવાં ... | ૧૫ | | ૧૫ | ૩૫ |
| | વસુલાત ખાતુ. હેડ ઓફીસમાં. | | | | | |
| ૧ | સુપ્રીન્ટેન્ડેન્ટ. ... ... | દરવાજાનું હાંસલ, કર, અને ભાડુ વસુલ કરવા પર એકંદર દેખરેખ. ... | ૧૫ | | ૧૫ | |
| | કાંટાના રેકેલ કારકુન ... | હાંસલ વસુલ કરવાનું ને ભાડાનાં રજીસ્ટર, પોહોચનાં સ્ટેમ્પ મુકરર કરેલી ને નાકેદારને આપેલી વસુલની ચોપડીના હિસાબ ... ... ... | ૧૫ | | ૧૫ | |
| ૧ | રજીસ્ટર કારકુન. ... ... | ઓફીસમાં લાવેલી ચીજો પર હાંસલ વસુલ કરવું. ભરતીયાના દફતરો ... | ૧૪ | | ૧૪ | |
| ૧ | કારકુન. ... ... ... | તુમાર, રજીસ્ટરો ને ભાડુ વસુલ કરવું. ... .. | ૧૨ | | ૧૨ | |
| ૨ | તોલાટો રૂ ૮, ને ૬ના ... | એક તેલવાળા પદાર્થ તોળવા ને બીજો બીજા પદારથ તોળવા ... ... | ૧૪ | | ૧૪ | |
| ૩ | પટાવાળા રૂ ૫, ૫ ને ૭ના | પટાવાળાનું કામ ... ... ... ... ..... | ૧૭ | | ૧૭ | |
| | દરવાજે | | | | | |
| ૧ | ઇન્સ્પેકટર ... ... ... | હીસાબ મેળવવો ને દરરોજ દરવાજે બરોબર રીતે વસુલ લેવાય છે તે વીશે તપાસ રાખવી. ... ... | ૨૫ | ૧૦ | ૩૫ | |
| ૨૬ | નાકેદારો—બાર રૂ ૧૧)ના ને રૂ ૧૦) ના ૧૫ ... | હાંસલ તથા કર વસુલ કરવા. મરણ બાબત હમેશાં રીપોર્ટ કરવો અને નુકશાની પદાર્થ ગાડામાં ભરી દરવાજેથી લેઇ જાય તેનો રીપોર્ટ કરવો ... | ૨૮૨ | | ૨૮૨ | |
| ૩૫ | પટાવાળા દરેક રૂ ૬ ના | કારકુનને વસુલ લેવામાં અને અને હમેશ રીપોર્ટ કરવામાં મદદ કરવી. ... | ૧૧૦ | | ૧૧૦ | |
| | ઘર તથા મીલકત વેરો ઉઘરાવવામાં. | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | કારકુન ... ... | રજીસ્ટરો તઇયાર કરવાં અને કર ઉઘરાવવો. ... ... | ૧૧ | ૧૨ | |
| ૧ | પટાવાળો ... ... | કારકુન સાથે જવું ને વસુલ લેવામાં મદદ કરવી. ... ... | ૬ | ૬ | |
| | વ્હીલટેક્ષ ખાતું. | | | | |
| ૨ | કારકુનોરૂ ૧૩, ૧૦ને ૮ના | રજીસ્ટરો તૈયાર કરવાં અને જીલ્લાં સોપેલા હોય તેમાં કર ઉઘરાવવો. જીલ્લા ઇન્સ્પેકટરના હુમારનાં રજીસ્ટર રાખવાં ... ... ... | ૩૧ | ૩૧ | |
| | કન્સરવન્સી વેરો ઉઘરાવવાનું ખાતું. | | | | |
| ૧ | ઉપરી કારકુન ... ... | કન્સરવન્સી વેરા ઉઘરામણીપર દેખરેખ, વોરંટ પત્રક મેળવવાં, હમેશ વસુલ થયલી રકમેનાં ચીલન કરવાં અને એકાઉન્ટન્ટને તેના હીસાબી કામમાં મદદ કરવી. ... ... ... ... ... | ૨૦ | ૨૦ | |
| ૧ | કારકુન ... ... | રજીસ્ટર તૈયાર કરવા ને કર ઉઘરાવવો, તેમ વારંટ પત્રકોને સરવાળા રખાવવાં | ૧૪ | ૧૪ | |
| ૧ | કારકુન ... ... | | ૧૨ | ૧૨ | |
| ૪ | કારકુન દર રૂ ૧૦) ના ... | કારકુન જોડે રજીસ્ટર. તૈયાર કરવાં ને બીલ પહોંચાડવા જવું.... ... | ૪૦ | ૪૦ | |
| ૨ | " " રૂ ૮ ના ... | | ૧૬ | ૧૬ | |
| ૬ | પટાવાળા દર રૂ ૭) ના... | | ૪૨ | ૪૨ | ૧૪૪ |
| | વારંટથી વસુલ કરનાર ખાતુ ... ... | | | | |
| ૩ | કાનસ્ટેબલો ... ... | વારંટની બજાવણી... ... ... | ૩૩ | ૩૩ | ૩૩ |
| | બંબા ખાતુ | | | | |
| ૧ | ઈનસ્પેકટર ... ... | બંબા રાખવાની ચોકીપર અને આગ હોલવવાનાં ઓજારપર દેખરેખ. બંબા ચલાવવા તથા આગ થાય ત્યારે તે હોલવવા ગોઠવણ કરવી. પાણીના પંપો, નળો તથા હોજો ચલાવવાના બંદોબસ્તપર દેખરેખ. બંને ખાતાના હીસાબો ... ... ... ... | ૫૦ | ૫૦ | |
| ૧ | નાયક ... ... | બંબાનાં પાણી રોજ તપાસવાં. બંબા, સુંઢ અને બીજાં ઓજારો કેવી રીતે ચાલે છે તેની તપાસ. આગ વખતે બંબા વાજબી રીતે કામ કરેછેકે નહીં તે જોવું. | ૧૦ | ૧૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧ હેનસ નાયક ... ... | આગ વખતે બંબા ચલાવવાનો બંદોબસ્ત. ... ... | ૯ | ૯ | |
| ૧૭ લસ્કર અથવા ખલાસી દર રૂ ૮ ના. ... ... | આગ વખતે હાજર થવું, બંબા ઠીક રાખવા, આગ વખતે બંબા ચલાવવા અને આગ હોલવવી. ... ... ... | ૧૩૬ | ૧૩૬ | |
| ૮ રણસીંગાવાળા દર રૂ ૫ ના. | શેહેરમાં આગ થાય ત્યારે રણશીંગડું ફુંકવું ... ... .. | ૪૦ | ૪૦ | ૨૪૫ |
| **દીવાબતી ખાતુ;** | | | | |
| ૧ ઇન્સ્પેક્ટર ... ... | હમેશ દીવાપર દેખરેખ, તુમાર, મસાલીઓનું હાજરી પત્રક, તથા ચીમની, ફાનસ, ગલાસ વગેરેનો હીસાબ રાખવો... ... ... | ૨૫ | ૨૫ | |
| ૧ કારકુન ... ... ... | હમેશ મશાલચીને તેલ આપવું તેનો હમેશનો હીસાબ ને રજીસ્ટર રાખવાં | ૧૨ | ૧૨ | |
| ૨ પટાવાળા ... ... | દીવાબતી સાફ રખાવવું, દીવામાં કેરોસીન તેલ પુરાવવું અને વખતસર દીવા કરાવવાપર દેખરેખ. ... ... ... | ૨૧ | ૨૧ | ૫૮ |
| **વોટરવરકસ.** | | | | |
| ૧ કન્સલટીંગ ઇજીનીઅર... | બંબા, બોઈલર તથા પમ્પો તપાસવા અને તેમને ચલાવવા બાબત સુચના કરવી ... ... .. ... | ૨૫ | ૨૫ | |
| ૧ એન્જીન ડ્રાઇવર ... ... | બંબા, બોઇલર ને પમ્પ ચલાવવાં. ... ... ... | ૪૦ | ૪૦ | |
| ૨ ફાયરમેન ... ... | ફાયરમેનનું ... ... ... ... | ૨૫ | ૨૫ | |
| ૨ લુહાર ... ... | બંબાના હવાલામાં ... ... ... ... | ૧૯ | ૧૯ | |
| ૧ સુતાર ... ... | સ્ટેનડ, પાઇપ, બંબા વીગેરે દુરસ્ત કરવા. ... ... ... | ૧૫ | ૧૫ | |
| ૮ પટાવાળા દર રૂ ૮ ના ... | એરશેફ્ટ, હોજ અને સ્ટેનડ પોસ્ટના હવાલાના માણસો ... ... | ૬૪ | ૬૪ | ૧૮૮ |
| **શીતળા ખાતુ.** | | | | |
| ૩ શીતળા કાઢનારા ... ... | શીતળા કાડવા ... ... ... ... ... | ૪૦ | ૪૦ | |
| ૨ પટાવાળા ... ... | શીતળા કાઢનારને મદદ કરવી. ... ... ... | ૧૪ | ૧૪ | ૫૪ |
| **પબ્લીકવર્ક્સ ખાતુ** | | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | આશીસ્ટન્ટ એનજીનીયર. | પબ્લિક વરકના કામની તથા ખાતાની દેખરેખ, નકસા કાઢવા ને એસ્ટીમેટ કરવું ... ... ... ... ... | ૯૦ | | ૯૦ | |
| ૧ | મીસ્ત્રી ... ... ... | રોજ કામની તપાસ હાજરીપત્રક, હાજરી પત્રક, સવારના રીપોર્ટ, માસીક પગાર આપવા ને તુમારી કામ કરવું ... ... | ૩૦ | ૧ | ૪૦ | |
| ૧ | કારકુન ... ... ... | હિસાબ રાખવા, બીલ તઇયાર કરવાં, આંકડા સહિત એબ્સ્ટ્રાક્ટ અને વોચરો તઇયાર કરવાં. હાજરી પત્રકો અને માગણી પત્રકો તપાસવાં, તુમારના રજીસ્ટરો રાખવાં... ... ... ... ... | ૧૫ | | ૧૫ | |
| ૧ | કારકુન ... ... ... | મજુરનું હાજરી પત્રક વાંચવું. સવારના રીપોર્ટ તઇયાર કરવા અને હમેસ ખરીદ કરેલા ઓજારોનું માગણી પત્રક બનાવવું. | ૧૦ | | ૧૦ | |
| ૧ | સ્ટોર કારકુન ... ... | ખાતાનો સ્ટોર ને ડેડસ્ટોક હિસાબ રાખવો ને તે બરાબર વ્હેચવો. | ૧૫ | | ૧૫ | |
| ૨ | પટાવાલા ... ... ... | ઓફીસનું કામ... ... ... ... ... | ૧૪ | | ૧૪ | |
| | બજારો તથા કસાઇખાના બાબતનું ખાતું | | | | | ૧૮૪ |
| ૨ | પટાવાલા ... ... ... | બજારની સ્વચ્છતાપર દેખરેખ... ... ... ... | ૧૪ | | ૧૪ | ૧૪ |
| | કારંજને ને વોટરવરકસના બાગો. | | | | | |
| ૨ | માળી ... ... ... | બાગ સારો રાખવો ને ઝાડો રોપવાં. .. ... ... | ૧૫ | | ૧૫ | |
| | કાકરીયા તળાવ. | | | | | |
| ૧ | પગી ... ... ... | બાગની સંભાળ રાખવી વિગરે... ... ... ... | ૭ | | ૭ | |
| ૨ | માળી ... ... ... | બાગ સારો રાખવો વિગરે... ... ... ... | ૧૯ | | ૧૯ | ૪૧ |
| | કનસરવનશી તપાસખાતું. | | | | | |
| ૧ | સેનીટરી સુપ્રીનટેનડેનટ... | સેનેટરી કામ તથા ખાતાપર દેખરેખ. ... ... ... | ૧૩૦ | | ૧૩૦ | |
| ૧ | કારકુન ... ... ... | ખાતાના હિસાબ અને તુમાર ... ... ... | ૧૪ | | ૧૪ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ ઇનસ્પેકટરો ... ... | આરોગ્યતાપર એકંદર દેખરેખ, રસ્તો સાફ રખાવવા, કન્સરવન્સી સોંપેલા જીલામાં પાણી છંટાવવું ને હિસાબ રાખવા. કનસરવનથી વેરા બાબત અરજીની તજવીજ... ... ... ... ... | ૧૦૦ | ૧૦ | ૧૨૦ | |
| ૧ પરાંનો ઇનસ્પેકટર ... | પરાં બાબત ઉપર મુજબ તથા ટ્રામવે અને ડીપો બાબત બંદોબસ્ત... | ૩૦ | ૧૦ | ૪૦ | |
| ૨ જનરલડયુટીનાઇનસ્પેકટરો | સુપ્રિનટેન્ડેન્ટના તાબામાં કામ કરવું. ઉપલા બે ઇન્સપેકટરો માફકનું કામ | ૭૫ | ૧૦ | ૮૫ | |
| ૧૩ શેહેરના સબઇનસ્પેકટરો. | આરોગ્યતા બાબત રોજ તપાસ, રસ્તા સાફ કરાવવા, કન્સરવન્સીની તપાસ, હાજરીપત્રકને હિસાબ રાખવા સેસવોરટની તપાસ. | ૧૪૨ | | ૧૪૨ | |
| ૩ પરાંના સબઇનસ્પેકટરો. | | ૩૪ | | ૩૪ | |
| ૧૯ મુકદમો. ... ... | રસ્તા, બજાર, પીશાબખાના બરાબર સાફ કરાવવાં, ને ગંધ કાઢનાર ભુકો નાંખવો ... ... ... ... ... ... | ૫૮ | | ૫૮ | |
| ૩ પટાવાળા. ... ... | સુપ્રીનટેન્ડેન્ટ સાથે જવું ને ઓફીસનું કામ કરવું. ... ... | ૧૮ | | ૧૮ | ૫૮૧ |
| ટ્રામવે ચલાવવાના ખરચનું ખાતુ | | | | | |
| ૧ ખાધ કારકુન... .. | પેડરેટ હીસાબ રાખવા, ડીપોમાં આવતાં કન્સરવનસી ગાડાં વીગેરે તથા મજુરોનું હાજરીપત્રક ... ... ... ... | ૧૫ | | ૧૫ | |
| ૨ પગી ... ... | ડીપો ને ડેહેલા પર પેરા રાખવો ... ... ... | ૧૪ | | ૧૪ | ૨૯ |
| બીજાં ખરચો. | | | | | |
| ૧ ઘડીયાળી ... ... | સેહેરની અને મ્યુનીશીપલ ઓફીસની ઘડીયાળોને કુંચી આપવી. ... | ૧૦ | | ૧૦ | |
| ૧ પરબીયો ... ... ... | ઓફીસમાં મ્યુનસીપલ ખાતાવાળાને પાણી પીવાનું પુરું પાડવું ... | ૧૪ | | ૪ | ૧૪ |
| | | | | | ૩૩૩૦૩ |



## પરીશીષ્ટ બી.

### સેનીટરી કમીટીની દેખરેખ નીચે નિચે મુજબનાં ખાતાં છે.

જન્મ મરણની નોંધ
રાયપુર દવાખાનું.
રણછોડલાલ દવાખાનું.
શીતળા ખાતું.
વોટર વર્કસ ખાતું.
રસ્તાપર પાણી છાંટવાનું ખાતું.
રસ્તા સાફ રાખવાનું ખાતું.
કન્સરવન્સી તપાસ.
ટ્રામવે.
બજાર ને કસાઇખાનાં.

## પરીશીષ્ટ સી.

### અમદાવાદ શેહેરની મ્યુનીસીપાલીટી વ્હીલ ટેક્ષ લે છે તે.

| | પ્રકાર. | રકમ. | | |
|---|---|---|---|---|
| | | રૂ. | આ. | પા. |
| | બેસવા માટે વપરાતાં વાહનો | | | |
| ૪ | પૈડાનું વાહન બે ઘોડાનું ... ... | ૧ | ૦ | ૦ |
| ૪ | ,, ,, બે બળદનું ... ... | ૧ | ૦ | ૦ |
| ૪ | ,, ,, એક ઘોડાનું ... ... | ૧ | ૮ | ૦ |
| ૨ | ,, ,, બે ઘોડાનું ... ... | ૧ | ૮ | ૦ |
| ૨ | ,, ,, એક ઘોડાનું ... ... | ૧ | ૦ | ૦ |
| ૨ | ,, ,, બે બળદનું ... ... | ૧ | ૦ | ૦ |
| ૨ | ,, ,, એક બળદનું ... ... | ૦ | ૧૨ | ૦ |
| ૧ | સ્વારીનો ઘોડો ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| | બોજો ભરવામાં વપરાતાં વાહનો. | | | |
| ૨ | પૈડાનું વાહન બે બળદનું ... ... ... | ૦ | ૧૦ | ૮ |
| ૨ | ,, ,, એક ,, ... ... ... | ૦ | ૮ | ૦ |

# પરીશીષ્ટ ડી.

## હલાલખોર શેસ

| | વર્ણન. | રકમ. | | |
|---|---|---|---|---|
| | | રૂ. | આના. | |
| એ. | ખાનગી જાજરૂ ... ... ... | ૨ | ૮ | દર. વરશે દર જાજરૂએ |
| બી. | પંચના જાજરૂ ... ... ... | ૨ | ૦ | „ *કુટુંબે |
| સી. | શેહેરના કોટની અંદર અને સરસપર અંદરના મ્યુનિસિપાલ જાજરૂ ... ... | ૧ | ૮ | „ „ |
| ડી. | સેહેર બાહારના મ્યુનિસિપાલ જાજરૂ ... | ૧ | ૦ | „ „ |

### કારખાના, મીલ, નિશાળો વીગેરે સારૂ સેસના દરો

એ. જાથુના રેહેવાશી સારૂ દર વરશે આઠ આના.

બી. મજુર જેવા થોડી મુદતના આવનાર સારૂ દર વરશે બે આના.

સી. નીશાળ વીગેરેમાં જનાગ દરેક છોકરો અથવા છોકરી સારૂ દર વરશે એક આનો,

---

**ઉત્તર ભાગના મેહેરબાન કમીશનર સાહેબે નં. ૧૦૪૭ તા૦ ૩૧ મી જુલાઇ સને ૧૮૮૯ ના હુકમથી મંજુર કરેલા ગરીબ લોકો સારૂ રીવાઇઝડ (ફરીથી તજવીજમાં લીધેલા) સેસના દરો.**

**પેહેલો વર્ગ.**—કોઇએક પુરૂષ અથવા સ્ત્રી (જેની ઉપજ દર માસે રૂપૈયા પાંચથી વધારે નથી) જેની માલકીનું ઘર અથવા ઝુંપડુ હોય તે દર વરશે આઠ આના ભરશે (બાર વરશની અંદરના છોકરાં બાતલ ગણાશે.)

**બીજો વર્ગ**—કોઇએક પુરૂષ અથવા સ્ત્રી (જેની માશીક ઉપજ રૂપૈયા પાંચ કરતાં વધારે નથી) જેની માલકીનુ ઘર અથવા ઝુપડું નથી તે દર વરશે છ આના ભરશે (બાર વરસની અંદરનાં છોકરાં બાતલ ગણાશે.)

**ત્રીજો વર્ગ**—કોઇ એક પુરૂષ અથવા સ્ત્રી ઘરડી ઉમર અથવા શરીરની કાંઇ પણ ખામીને લીધે કામ કરી સકે એવાં ન હોય ને ધર્મદાપર રેહેતાં હોય તે દર વરશે ચાર આના ભરસે (બાર વરશની અંદરનાં છોકરાં બાતલ ગણાશે).

ઉપલા વર્ગના ગરીબ લોકો જો મ્યુનીશીપલ જાજરૂ વાપરશે તો ઉપલા દરનું અડધું તેમણે ભરવું. જે સખશ અથવા સખસો કર ભરી શકે એવા નથી એમ જો મેનેજીંગ કમીટીના મતમાં આવે તો તેમને કરમાંથી બાતલ કરવાને મેનેજીંગ કમીટી મુખત્યાર છે.

---

* કુટુંબ એટલે એકઠાં રહી રાંધી ખાનારા માણસોની કુલ સંખ્યા નોકરો સહીત.

# પરીશીસ્ટ ઈ

## અમદાવાદ શેહેરમાં અને સરસપર પરાંની દીવાલની અંદર લેવાતા દરવાજાના હાંસલનો દર.

| નંબર | પદાર્થનાં નામ. | દર | | | કેટલા પર | થેલા વીગરેના સબબથી માફી આપે તે. | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અનાજ | 0 | ૦ | ૪ | બંગાળી મણ | | |
| ૨ | ઓઇલસીડ | ૦ | 0 | ૬ | " | કોથળે અઢી સેર. | |
| ૩ | ખાંડ | ૦ | ૧૨ | ૦ | " | કોથળે બસેર, પીપે ચાર શેર ને એવડી પીપે છ સેર | |
| ૪ | સાકર | ૧ | ૮ | ૦ | " | માટીની કોઠીમાં લાવ્યા હોય તો મણે દસ શેર, કોથળામાં લાવ્યા હોય તો માફી ભાગ મળશે નહી. | |
| ૫ | જાગરી (ગોળ) | 0 | ૪ | ૦ | " | | |
| ૬ | મીઠાઇ | ૧ | ૦ | ૦ | " | ચામડાની કુપીમાં લાવે તો મણે બસેર ને ધાતુ અથવામાટીના વાસણમાં લાવે તો મણે દશ શેર. | |
| ૭ | ઘી | ૧ | ૮ | 0 | " | | |
| ૮ | નાળીવર | ૨ | 0 | ૦ | હજારે | | |
| ૯ | શોપારી | ૦ | ૮ | ૦ | બંગાળી મણે | કોથળે બે શેર. | |
| ૧૦ | દરેક જાતનાં તેલ | ૦ | ૪ | 0 | " | ચામડાની કુપીમાં લાવે તો મણે બસેરને ધાતુ અથવા માટીના વાસણમાં લાવે તો મણે દશ શેર અને પીપમાં લાવે તો મણે આઠ શેર. | |
| ૧૧ | લાકડુ—સાગ | ૦ | ૫ | ૦ | ઘન ગજે | | |
| ૧૨ | લાકડુ કરગટ | 0 | ૩ | ૦ | " | | |
| ૧૩ | તંબાકુ | 0 | ૧૨ | ૦ | બંગાળી મણે | ચુરો કરેલા પડાને થેલે અઢી શેર બીજુ માફી તોલ હકીગત પરથી જણાય તેમ આપવું. | |
| ૧૪ | ગજીઆણી અથવા દેસી રેસમનું કાપડ | ૦ | ૮ | ૦ | બંગાળી સેરે | મણે ચાલીસ તોલા સુધી. | |
| ૧૫ | યુરોપને દેશી કાપડનો છુટક માલ | ૧ | ૮ | ૦ | શેંકડે | | |
| ૧૬ | ત્રાંબા, પીતળ, જસત કોપરખાસ અને નીકલનાપદારથોતથાકાંસુધાતુંજેવી કેત્રાણુ, પીતળ નોકલ અને લોઢુ | ૧ | ૮ | 0 | | | |

## પરીશીષ્ટ એસ.

### ટોલ

| | | રૂ. | આ. | પા. | |
|---|---|---|---|---|---|
| ૧ | ભરેલું ગાડું શેહેરમાં પેસતાં | | ૧ | | નિચે શિવાયનાં ભરેલાં દરેક ગાડાં અને એક્કાદીક. |
| ૨ | ,, ,, ,, | | | ૬ | માટી રેતી ચુના ને ઇંટો ભરેલે દરેક એક શેહેરમાં અથવા સરસપુરમાં પેસતાં |
| ૩ | દર લાદેલે ઊંટે દરવાજે પેસતાં | | | ૩ | શેહેરમાં ને સરસપુરમાં પેસતાં દરેકપર. |
| ૪ | લાદેલાં બળદ અને ટટ્ટુ | | | ૨ | ,, ,, |
| ૫ | લાદેલાં ગધેડાં | | | ૧ | ,, ,, |

સેહેરના કોટની અંદર અને સરસપરમાં સરીયામ રસ્તાપર જમણવાર થવા દેવા સારૂ લેવાતી ફી.

| | રૂ. | આ | |
|---|---|---|---|
| સરીઆમ રસ્તાપર ખુલી હવામાં જમણવાર | ૦ | ૮ | સો માણસ કરતાં ઓછી માટે. |
| | ૧ | ૦ | દર શો માણસ દીઠ |

ઉત્તર ભાગના કમીશનર સાહેબના તા૦ ૧૯—૬—૮૯ ના નંબર ૮૪૦ ના હુકમથી મંજુર થયા મુજબ ઇમારતી સામાન પબ્લીક જમીન પર નાખવાની રજા બદલ લેવાતી ફી.

| | રૂ. | આ. | |
|---|---|---|---|
| પબ્લીક જમીનપર ઇમારતી સામાન મુકવા પરવાનગી.... ............ ............. | ૧ | ૦ | એક મહીના માટે અથવા ઓછી મુદત સારૂ. અને ત્યાર પછી દર મહીને અથવા મહીનાના ભાગપર એક રૂપીઓ |

# મેલુ પાણી ઉપાડવા બાબતના કરના દર.

## સરકારનો ઠરાવ નંબર ૬૮૮૬ તા૦ ૧ લી જુન સને ૧૮૮૮ થી મંજુર થયા મુજબ.

૧ (વર્ગ એ.) દર વરશે રૂ૧૦૦૦૦ કરતાં વધારે પેદાશવાળા જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નથી પણ ખાળકુંડીઓ છે અથવા જે કુટુંબો પોતાને ઘેર આગવા નળા રાખશે તેવા દરેક કુટુંબ પાસેથી વરશ એકના રૂ૨૪ ફીના લેવામાં આવશે.

(વર્ગ બી.) દર વરશે રૂ૫૦૦૦ થી રૂ૧૦૦૦૦ સુધીની પેદાશવાળા જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નથી પણ ખાળકુંડીઓ છે. અથવા જે કુટુંબો પોતાને ઘેર આગવા નળા રાખશે. તેવા દરેક કુટુંબ પાસેથી વરસ એકના રૂ૧૦ લેવામાં આવશે.

(વર્ગ સી) દર વરશે રૂ૨૦૦૦ થી રૂ૫૦૦૦ સુધીની પેદાશવાળા જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નથી પણ ખાળકુંડીઓ છે. અથવા જે કુટુંબો પોતાના ઘર આગળ આગવા નળા રાખશે- તેવા દરેક કુટુંબ પાસેથી વરશ એકના રૂ૫ લેવામાં આવશે.

(વર્ગ ડી) દર વરશે રૂ૧૦૦૦ થી રૂ૨૦૦૦ સુધીની પેદાશવાળા જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નથી પણ ખાળકુંડીઓ છે. અથવા જે કુટુંબો પોતાના ઘર આગળ આગવા નળા રાખશે. તેવા દરેક કુટુંબ પાસેથી વરશ એકના રૂ૩ લેવામાં આવશે.

(વર્ગ ઇ) દર વરશે રૂ૨૦૦ થી રૂ૧૦૦૦ સુધીની પેદાશવાળા જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નથી પણ ખાળકુંડીઓ છે અથવા જે કુટુંબો પોતાને ઘેર આગવા નળા રાખશે તેવા દરેક કુટુંબ પાસેથી વરશ એકના રૂ૨—૦—૦ લેવામાં આવશે

• (વર્ગ એફ) દર વરશે રૂ૨૦૦ ની અંદરની પેદાશવાળા જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નથી પણ ખાળકુંડીઓ છે અથવા જે કુટુંબો પોતાને ઘેર આગવા નળા રાખશે તેવા દરેક કુટુંબ પાસેથી વરશ એકનો રૂ૧—૦—૦ લેવામાં આવશે. •

૨ જે કુટુંબોને પોતાના ઘર આગળ ખાળકુવા નહી હોય તેમ ખાળકુંડીઓ પણ નહી હોય અને જે કુટુંબો પોતાને ઘેર આગવા નળા પણ રાખશે નહી. તેમણે પોતાનું મેલુ પાણી મ્યુનીશીપ.લીટીએ પોળો અથવા મોહલ્લામાં રાખેલા નળામાં લાવી નાંખવું અને તેમની પાસેથી ઉપર બતાવેલા વર્ગ પ્રમાણે નીચે ફી લેવામાં આવશે.

૩ જે કોઇ કુટુંબ પોતાનું મેલુ પાણી મ્યુનીશીપાલીટીને સંતોષકારક રીતે ઉપાડી જવા ખુશી બતાવશે તો તેને કરમાંથી બાતલ કરવા મેનેજીંગ કમીટીને સત્તા છે.

## ગરીબોના દર.

૧ બરોબર નોકરી અગર ધંધા વીનાનું ગરીબ કુટુંબ હશે પણ તેનું પોતાનું ઘર અથવા જુંપડુ હશે તો તેને ઘરનું મેલુ પાણી મ્યુનીશીપાલીટીએ મોહેલ્લામાં મુકેલા નળામાં નાંખવું. ને દર વરશે રૂ૦—૮—૦ આપવા.

૨ બરોબર નોકરી અગર ધંધા વીનાનું ગરીબ કુટુંબ હસે અને તેને પોતાનું ઘર એગર જુંપડુ નહી હશે તો તેણે મ્યુનીશીપાલીટીએ મોહેલ્લામાં મુકેલા નળામાં ઘરનું મેલુ પાણી નાંખવું અને દર વરશે રૂ૦—૪—૦ આપવા.

૩ કોઇ કુટુંબ અથવા કુટુંબો કર ભરવાને અશક્ત છે એવું મેનેજીંગ કમીટીને માલમ પડસે તો તેને અથવા તેમને તેમ.થી બાતલ કરવાને સત્તા છે.

## રંગારાનું મેલુ પાણી ઉપાડવા માટે કરના દર.

### સરકારના ઠરાવ નંબર ૩૪૫૬ તા૦ ૨ જી અકટોબર સને ૧૮૮૮ થી મંજુર થયા છે તે—

| | | | |
|---|---|---|---|
| રંગરેજ રૂ૧૦૦ અને તેની અંદરની પેદાશવાળા | પાસેથી | દર વરશે | રૂ૧—૮—૦ |
| ,, ૩૧૦૦ ઉપર અને રૂ૨૦૦ સુધી ,, | ,, | | રૂ ૩ |
| ,, રૂ૨૦૦ થી રૂ૩૦૦ સુધી ,, | ,, | | રૂ ૬ |
| ,, રૂ૩૦૦ ,, રૂ૪૫૦,, ,, | ,, | | રૂ ૯ |
| ,, રૂ૪૫૦ ની પેદાશવાળા ,, ,, | ,, | | રૂ૧૨ |

જે રંગારા મ્યુનીશીપાલીટીને સંતોષકારક રીતે પોતાનું મેલુ પાણી ઉપાડવા માગણી કરશે તેમને કરમાંથી બાતલ કરવા મેનેજીંગ કમીટીને સત્તા છે.



# વીશેષ સમજુત.

૧ સને ૧૮૭૩ ના આકટ ૬ ની કલમ ૪૨ ની ટીકામાં લખેલું છે કે ખપેડા શબંધી રૂલ ગેર કાયદે છે. તે વીશે શંશય પડે તો નામદાર શરકારનો ઠરાવ મેહેરબાન લીગલરી મેમબરનસર સાહેબના અભીપ્રાય સાથેનો તા૦ ૩૦ મેએ સને ૧૮૮૦ નં. ૯૦૫ નો છે તે જોવો. જેમા શાફ છે કે મ્યુનીશીપાલીટી તે માત્ર, છજા, ડાખલીને માટે મેડાપર કરવા દેવાની રજા આપી શકે. બીજુ કઇ પ્રોજકશન કરવા દેવાની રજા આપી શકે નહીં, અને નામદાર સરકારનો ઠરાવ તા૦ ૨૩ જાનેવારી સને ૧૮૯૦ નં. ૩૫૩ નો છે કે મ્યુનીશીપાલીટી બાંધણીના શબંધે પેટાકાનુંનો કરીને તેનો ભંગ થયાની શીક્ષા થવાને યત્ન કરે છે પરંતુ તેમ કરવાનો તેનો અધીકાર નથી એમ ફરમાવેલું છે, નં. ૯૦૫ ના ઠરાવમાં જે કઇ પ્રોજકશન કલમ ૪૨ મુજબ હોય તે તેમાં બતાવેલી શરત મુજબ એટલે મોરી, ગટર, અને રસ્તામાં આવી પબલીકને હરકત કરતા હોય તોજ તે કડાવી શકે છે કંઇ મ્યુનીશીપાલીટી પોતાથી હરકત લઇ કડાવી શકે નહીં.

૨ મ્યુનીશીપાલીટીને ઢોરના ડબા શબંધી કાયદાની કલમ ૪—૫—૬—૧૨—૧૪—૧૭ પ્રમાણે અધીકાર તા૦ ૧૭ જાનેવારી સને ૧૮૮૭ નં. ૩૮૩ ના શરકારના ઠરાવથી મળેલો છે, આ પુસ્તકને પાને ૩૮ મે સને ૧૮૮૭ ને બદલે સને ૧૮૭૭ લખેલું છે તે ચુક છે.

૩ હાઉશ ટેકશ શબંધી રૂલ છે તેમાં જમીનના ભાડા ઉપર ટેકશ લેવાનો ઠરાવ છે, હવે જમીનનું ભાડું કેટલું ગણવું તે વીશે સાધારણ રીતે વારે બે પઇ ગણી શકાય એવો મેહેરબાન કમીશનર સાહેબનો તા૦ ૨ અકટોમ્બર સને ૧૮૮૦ નં૦ ૩૩૦૧/૬ નો ઠરાવ છે. એ ઠરાવમાં જમીનની ઉપજ, કબજા હકની ઉપજ મ્યુનીશીપાલીટીને આપવી નહીં. અને બરથાર નો ધારો બે પઇ કરતાં વધારે લેવા નહીં. એવો શાફ ઠરાવ છે બે પઇથી જાદે જમીનનું ભાડુ ગણવામાં આવે તો તે આ ઠરાવથી ઉલટું છે.

મુખ્ય આકટની કલમ ૧૭ માં શરકારી મકાનો પોલીસ ચોકી વીગેરેનો શમાશ થતો નથી. એ મકાનો સરકારનાં રીજરવ છે. નેરન હેન્ડ બુક પાને ૪૧૭ તા૦ ૭ અકટોબર સને ૧૮૭૫ નં૦ ૩૦૫૮ તથા તા૦ ૨૯ નવેંબર સને ૧૮૭૫ નં૦ ૩૫૭૧ તથા તા૦ ૧૦ મેએ સને ૧૮૭૬ નં૦ ૧૪૬૪ તથા તા૦ ૨૪ અપ્રેલ સને ૧૮૭૮ નં૦ ૧૩૩૮ ના ઠરાવો છે તે પછે કાંઇ શરકારી મકાનો પર હાઉશ ટેકસ લેવાતો હોય તો ગેરકાયદે છે.

૪ સરકારની તરફથી બનતો વેપારનો માલ તે ઉપર પણ ટોલ લઇ શકાય નહી નામદાર સરકારનો ઠરાવ તા૦ ૬ મારચ સને ૧૮૭૫ નં ૬૯૫

૫ નળામાં પાણી ઉપાડી જવું અને નવા ખાળકુવા કરવા ન દેવા એ વાત મેહેરબાન કલેકટર સાહેબના જોખમ ઉપર શરકાર મંજુર કરે છે, નળામાં પાણી ઉપાડવાનો ઇલાજ અ પુરણ છે તો પણ અજમાવી જોવો અને જો જરૂર લાગે તો મેહેરબાન કલેકટર શાહેબે નવા ખાળકુવા કરવામાં અટકાવ કરવો. પણ એવી શતા કમીટીને નથી શરકારનો ઠરાવ તા૦ ૨૫ મેએ સને ૧૯૮૬ રેકડ ૩ પાનું ૩૦ સને ૧૮૮૬—૮૭ માં છે.

૬ નળામાં એટલે ટપમાં પાણી નાંખવું ને તે ઉપાડવું, એ રીત ઘણીજ નઠારી છે એવો મેહેરબાન ડીપુટી શરજન જનરલ સાહેબનો અભીપ્રાય તા૦ ૬ મેએ સને ૧૮૮૭ નં૦ ૧૦૨૯ નો છે. રેકડ ૯ પાનું ૪૬

૭ શરકારનો ઠરાવ તા૦ ૪ શપટેંબર સને ૧૮૮૯ નં૦ ૩૬૫૪ કાગળની નકલ માટે જે ફી કમીટી ઠરાવે તે કાએદેશર ફી ગણાશે,

૮ રેવીનીઉકોડ થતાં પહેલાંનો કબજો ઘર બાંધી ઘરથારની જમીનનો કીધો હોય તો તે કડાવી શકાય નહીં. મેહેરબાન કલેકટર સાહેબનો સરકયુલર તા૦ ૩ શપટેંબર સને ૧૮૮૧ નંબર ૧૦

૯ ઘરથારનો થઈ ગએલો કબજો છોડાવાય નહી, મેહેરબાન કલેકટર સાહેબનો સરકયુલર તા૦ ૧—૧૨—૮૧ નં૦ ૪૧

૧૦ મુંબાઇ શરકારનો ઠરાવ તા૦ ૩૦ અગસ્ટ સને ૧૮૭૯ નો જમીન કમીટીમાં આપી તેની શલામી માફ કરવા ભલામણ કીધેલ તે કામમાં શરકારનો ઠરાવ કે આ કમેટી ઘણી પઇશાવાળી છે, માટે તેને માફ કરવામાં નહી આવે.

૧૧ સરકારનો ઠરાવ તા૦ ૩ ફેબરવારી સને ૧૮૭૦ નં૦ ૪૫૨ અમદાવાદ શહેરમાંની પોલીશ ચોકીને મરામત મેહેરબાન ઇજનેર સાહેબ કરે, શહેર બાહારને માટે એ ઠરાવ નથી.

૧૨ ડાહયાભાઇ પરભારામે આંગણાની જગોએ રસ્તામાં ઘોડું બાંધ્યું તેને સને ૧૮૭૩ ના આકટ ૬ ની કલમ ૬૪ મુજબ અમદાવાદના ઓનરરી માજીસ્તરેટે રૂ ૨) દંડ કીધો હતો, એ કામમાં અપીલમાં મેહેરબાન કુવીન સાહેબે ઠરાવ્યું કે સદરહુ ઘોડું રસ્તામાં જે જગોપર બાંધ્યું હતું તે જગોએ બાંધવાથી કોઇને કંઇ હરકત થાય એવું નોહોતું. કાયદાનો હેતુ માત્ર હરકત થતી હોય તોજ ધુનો છે માટે સજા રદ કરી દંડ પાછો અપાવ્યો.

૧૩ રેકડ નં૦ ૧૫ તા૦ ૮ જુન સને ૧૮૮૯ પાને ૨૯ મે જનરલ મીટીંગનો ઠરાવ પાંચ રૂપીઆ કરતાં વધારે પેંદાશવાળો નહીં હોય એવો એકલો માણસ કોઇ સારા માણસનું અથવા તે વારડના કમીશનરનું સરટીફીકેટ લાવશે તો રૂલ પ્રમાણે ગરીબના દરમાં દાખલ થશે.

૧૪ સુલતાનઅલી અકબરઅલીએ રજા લીધા વીના કોઠી પોતાની હતી તે જુની કાઢી નાંખી નવી દાટી તેથી કલમ ૩૯ મુજબ શીક્ષા અમદાવાદના ઓનરરી માજીસ્ટ્રેટે કરેલી તે કામમાં અપીલમાં અમદાવાદના મેહેરબાન યંગહશબંડ સાહેબે ઠરાવ્યું કે એવી બાબત રજા લેવી એમ કંઇ રૂલ નથી. રજા લેવાનો વહીવટ કમીટીમા ચાલતો હોય તોપણ વહીવટથી વીરૂધ કીધું તે કંઇ ગુનો નથી.

૧૫ મ્યુનિસિપાલીટીને જયારે તા૦ ૧ અપ્રીલ એટલે અગાઉ પૈસા ભરેછે ત્યારે ધુનેગારી બદલ વધારે તે લઇ શકે નહી. ને દીવાની કોરટમાં તે જીતે નહી સરકારનો ઠરાવ તા૦ ૨૬ ફેબરવારી સને ૧૮૭૫ નં. ૬૦૮

૧૬ સરકારનો ઠરાવ તા૦ ૧૨ મારચ સને ૧૮૭૫ નં. ૭૫૮ નોકે. મ્યુનિસિપાલીટીને વખતસર રૂપીઆ નહી ભરવાથી ધુનેગારી ઠરાવી શકાતી નથી. ને હેવી ધુનેગારી જબરીથી વસુલ લઇ શકાતી નથી મુળ દરનો વધારો કરે તોતે વાત જુદી છે.

## અમદાવાદ સીટી મ્યુનીશીપાલીટીની હદ.

| ઉતર. | દક્ષિણ | પુર્વ. | પશ્ચિમ. |
|---|---|---|---|
| બી. બી૦ એન્ડ સી. આઇ રેલવેના ક્રોસીંગ નંબર ૩૧૫ દરીઆપુર દરવાજાની બાહાર છે તેની પશ્ચીમ બાજુએ અને ત્યાંથી સીધી લીટીમાં અસુદબીબીની મસજીદપર થઇને સાબરમતી નદીના કાંઠા સુધી. | કાકરીઆનું તલાવ અને તેમાં પાણી આવવાની જગા અને તેના ટેકરા તથા. શેહેરના કોટની પાસેની જમીન ફુટા આરા સુધી ને સાબરમતી નદીના દક્ષીણના કાંઠા સુધી. | બી. બી. અને શી. આઇ. રેલવે ક્રોસીંગ નંબર ૩૧૫ થી સરસપુરની દીવાલ સુધી વાવ્ય છેડા લગીની તમામ જમીન અને ત્યાંથી આગલ સરસપરની આસપાસ આવેલા કોટથી આગલ જે જુના રસ્તો છે તે પર જતા રેલવે ક્રોસીંગ નંબર ૩૧૧ આવે છે. ત્યાંથી આગલ કાકરીઆના ટેકરા સુધી. | સાબરમતી નદી |

